# ટૉલ્સ્ટૉયગ્રન્થાવલિ

| | | |
|---|---|---|
| ૧. | **પ્રેમનો દંભ** ( બીજી આવૃત્તિ )<br>પાશ્ચાત્ય લગ્નજીવનની વાર્તા | ૧–૪–૦ |
| ૨. | **સ્ત્રી અને પુરુષ** ( બીજી આવૃત્તિ )<br>'પ્રેમનો દંભ'ના ભાષ્યતુલ્ય લખાણો | ૧–૦–૦ |
| ૩. | **કથાવલિ** પહેલી<br>અગિયાર ધર્મકથાઓ | ૧–૪–૦ |
| ૪. | **નવો અવતાર** [ પ્રથમ ખંડ ]<br>વાર્તા | ૨–૪–૦ |
| ૫. | ,, [ દ્વિતીય ખંડ ] | ૨–૦–૦ |
| ૬. | ,, [ તૃતીય ખંડ ] | ૧–૦–૦ |
| ૭. | **દૃષ્ટિપરિવર્તન** [ ભાગ પહેલો ]<br>છ ધાર્મિક લખાણો | ૧–૪–૦ |

# કથાવલિ

## બીજી

બાર નીતિકથાઓનો સંગ્રહ


અનુવાદક

વિશ્વનાથ મગનલાલ ભટ્ટ



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

Art is not a pleasure, a solace, or an amusement; art is a great matter. Art is an organ of human life transmitting man's reasonable perception into feeling. In our age the common religious perception of men is the consciousness of the brotherhood of man - we know that the well-being of men lies in union with his fellow-men. True science should indicate the various methods of applying this consciousness to life. Art should transform this perception into feeling.

The task for art to accomplish is to make that feeling of brotherhood and love of one's neighbour, now attained only by the best members of the society, the customary feeling and instinct of all men. By evolving under imaginary conditions the feeling of brotherhood and love, religious art will train men to experience those same feelings under similar circumstances in actual life; it will lay in the souls of men the rails along which the actions of those whom art thus educates will naturally pass. And universal art, by uniting the most different people in one common feeling by destroying separation, will educate people to union and will show them, not by reason but by life itself, the joy of universal union reaching beyond the bounds set by life.

The destiny of art in our time is to transmit from the realm of reason to the realm of feeling the truth that well-being for men consists in their being united together, and to set up, in place of the existing reign of force, that kingdom of God—that is, of love—which we all recognize to be the highest aim of life.

—Tols

કલા એ કંઈ આનંદ, આશ્વાસન, કે વિનોદનું સાધનમાત્ર નથી; કલા એ તો મહાન વસ્તુ છે. મનુષ્યના બુદ્ધિદર્શનને હૃદયવૃત્તિના રૂપમાં પલટાવી નાખનારું માનવજીવનનું જે ઉપકરણ–સાધન–તેનું નામ કલા. માનવમાત્રની બંધુતાનું સંવેદન એ આપણા યુગનું સામાન્ય ધર્મદર્શન છે—આપણે સમજીએ છીએ કે માનવીનું કલ્યાણ પોતાના માનવબંધુઓ સાથે ઐકયાનુભવ કરવામાં રહેલું છે. સાચા વિજ્ઞાને આ સંવેદનનો–આ ચિત્તપ્રત્યયનો–જીવનમાં વિનિયોગ કરવાની વિવિધ પદ્ધતિઓ બતાવવાની છે. અને કલાએ આ બુદ્ધિદર્શનને હૃદયવૃત્તિના રૂપમાં પલટાવી નાખવાનું છે.

કલાનું સાધ્ય જ એ છે કે માનવમાત્રની બંધુતાની અને પોતાના પડોશી પ્રત્યેના પ્રેમની આ વૃત્તિ અત્યારે જનમંડળનાં કેવળ ઉત્તમ મનુષ્યો જ સિદ્ધ કરી શકયાં છે તેને સર્વ મનુષ્યોની રોજિંદી ટેવરૂપ વૃત્તિ તેમ સહજ પ્રેરણા જ બનાવી દેવી. બંધુભાવ અને પ્રેમની આ વૃત્તિ કલ્પનાસૃષ્ટિમાં–કાલ્પનિક સંજોગોમાં–જાગ્રત કરીને ધાર્મિક કલા એવા ને એવા સંજોગો વાસ્તવ સૃષ્ટિમાં ઊભા થાય ત્યારે એવી ને એવી વૃત્તિ ત્યાં પણ અનુભવવાનો મનુષ્યોને મહાવરો પાડશે; મનુષ્યોનાં અંતરમાં એ એવા સલેપાટ પાથરશે કે જેના પર કલા દ્વારા આવી રીતે કેળવાએલાં મનુષ્યોની કૃતિરૂપી ગાડી આપોઆપ સરળ રીતે ચાલ્યા કરશે. એ જ રીતે સર્વભોગ્ય કલા, અત્યંત ભિન્ન ભિન્ન લોકો વચ્ચેના ભેદ-ભાવને એક જ સર્વગમ્ય લાગણીના અનુભવ દ્વારા નષ્ટ કરીને તેમની વચ્ચે એકતા સાધી એ રીતે તેમને ઐકયની તાલીમ આપશે, અને જીવન-વ્યવહારે ઊભી કરેલી મર્યાદાઓની પર જઈને વિસ્તરતા સાર્વત્રિક ઐક્યનો–વિશ્વબંધુત્વનો–આનંદ કેવો હોય તે બુદ્ધિ દ્વારા નહિ–લૂખી દલીલો વડે નહિ–પણ ખુદ જીવન દ્વારા એવા આનંદના કલામય આલેખન નિરૂપણ વડે તેમને બતાવશે.

આ રીતે આપણા યુગમાં કલાને માટે નિર્માએલું કાર્ય એ છે કે તેણે, મનુષ્યોનું કલ્યાણ તેઓ સૌની સાથે એકતા સાધે એમાં રહેલું છે એ સત્ય અત્યારે બુદ્ધિપ્રદેશમાં જ પુરાઈ રહેલું છે તેને વૃત્તિપ્રદેશમાં–હૃદયપ્રદેશમાં–સંક્રાંત કરવું, અને અત્યારે જે હિંસા અને જોરજબરીનું રાજ્ય ચાલે છે તેને સ્થાને ઈશ્વરનું અર્થાત્ પ્રેમનું રાજ્ય–આપણે સૌ જેને જીવનનો પરમ ઉન્નત ઉદ્દેશ સમજીએ છીએ એ પ્રેમનું રાજ્ય–સ્થાપિત કરવું.

—ટૉલ્સ્ટૉય

## નિવેદન

**સૈકાઓથી** માનવજાતિ પોતાને સુધારવા મથી રહી છે. એની આ સઘળી સુધારણાપ્રવૃત્તિનો સરવાળો શો? ઘડીભર વિચાર કરીશું તો લાગશે કે પ્રમાણમાં સ્વલ્પ જ. હજારો વરસો પછી પણ આજે એ એના પ્રજાજીવનમાંથી હિંસાવૃત્તિ નાબૂદ કરી શકી નથી. આટલા લાંબા વખતના પ્રયાસ પછી પણ, પ્રજા પ્રજા વચ્ચેની ખૂનખાર લડાઈઓનો હજુ અંત આવ્યો નથી, એટલું જ નહિ પણ હજુ નિકટના ભવિષ્યમાં જલદી આવે એવું દીસતું પણ નથી. આટલાં વરસની સુધારણાપ્રવૃત્તિથી એ કરી શકેલ છે તે કેવલ એટલું જ કે પ્રજાજીવનમાંથી તો નહિ પણ વ્યક્તિ-જીવનમાંથી એણે હિંસા અમુક અંશે કમી કરી છે. પ્રજા પ્રજા વચ્ચેનાં યુદ્ધો હજુ શમ્યાં નથી એ ખરું, પણ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનાં સ્થૂલ યુદ્ધો તો ઘણે ભાગે હવે શમી ગયાં છે. આજે મનુષ્ય એટલો તો આગળ વધ્યો જ છે કે કોઇનો પણ જાન લેવો એ એને જંગલીપણાની નિશાની લાગે છે. લોકમત, કાયદો, અને સંસ્કારિતા એ સઘળાંને પરિણામે આજે એટલું તો સિદ્ધ થયું છે કે કોઈની પણ હત્યા એ આજે શિષ્ટ માણસને માટે શક્ય રહેલ નથી. પણ ત્યાં પણ પાછો જરા વિચાર કરીશું તો જણાશે કે આ વસ્તુસ્થિતિ પણ સ્થૂલ શારીરિક હિંસા પૂરતી જ સાચી છે, બાકી માનસિક હિંસાવૃત્તિ તો આજે પણ એટલી ને એટલી જોરદાર જોવામાં આવે છે. માણસ આજે ખૂન કરતો મટયો છે, પણ એ ખૂન કરવાની સ્થૂલ પ્રવૃત્તિ પાછળ જે સૂક્ષ્મ ધિક્કારવૃત્તિ હતી તે હજુ પોતાના ચિત્તમાંથી નિર્મૂળ કરી શક્યો નથી. એ ધિક્કારવૃત્તિ સંસ્કારના પાતળા થર નીચે ઢંકાઇ રહીને ધર્મપ્રેમ, નીતિપ્રેમ, ભાવનાભક્તિ આદિ ભાતભાતનાં રૂપાળાં નામો ધારણ કરીને જગતમાં મહાલી રહી છે, અને ભારેમાં ભારે

કેળવાએલો માણસ પણ એનાથી હજુ સર્વથા મુક્ત બની શક્યો નથી. આ પ્રમાણે બાહ્ય હિંસાવૃત્તિ મર્યાદિત બન્યા છતાં આંતર હિંસાવૃત્તિ તો હજુ એવી ને એવી કાયમ રહી છે. પ્રસિદ્ધ અંગ્રેજ નિબંધકાર હેઝ્‌લિટે આ આંતર હિંસાવૃત્તિ વિશે એક માર્મિક નિબંધ ('On the Pleasures of Hating') લખ્યો છે. તેમાં એ કહે છે કે માનવહૃદયમાં વસી રહેલી આ તિરસ્કારવૃત્તિરૂપી સૂક્ષ્મ હિંસાને નાબૂદ કરવાને બીજાં સો વરસ સુધી જગતના સાહિત્યકારોએ પુષ્કળ ચિંતનલેખન કર્યા કરવું પડશે. એનો એ નિબંધ લખાયાને સો વરસ તો ક્યારનાં થઈ ગયાં, અને છતાં માનવહૃદયની એ તિરસ્કારવૃત્તિ રજમાત્ર પણ ઓછી થઇ જણાતી નથી. પણ એ સો વરસના ગાળામાં એ વૃત્તિને નાબૂદ કરવાને ચિંતનલેખન પાછળ ખાઇપીને મંડયા રહેનારા જે થોડા સાહિત્યકારો જગતમાં થઈ ગયા તેમાં ટૉલ્સ્ટૉયનું સ્થાન અગ્ર પંક્તિમાં છે. એમના એ ચિંતનલેખનનું એક સર્વભોગ્ય સુમધુર ફલ તે આ 'કથાવલિ'.

આ ઉપરથી સમજી શકાશે કે આમાંની સઘળી કથાઓ સ્પષ્ટ રીતે જ ઉદ્દેશલક્ષી અને પ્રચારપરાયણ છે. પણ ઉદ્દેશલક્ષી અને પ્રચારપરાયણ છે એટલા જ માટે એમાં રસ કે કલા નથી એમ કોઈ માનશે તો તે ભૂલ કરશે. ખરી રીતે કોઈ પણ કૃતિની પાછળ ઉદ્દેશ રહેલો હોય એટલા જ માટે એ કલાવિહીન ઠરી શકતી નથી, કોઈ પણ સંવિધાન પ્રચારપરાયણ હોય એટલા જ ખાતર એ સર્જન મટી જતું નથી. જાણીતો અમેરિકન સાહિત્યસર્જક અપ્ટન સિંકલેર તો કહે છે કે All art is propaganda. It is universally and inescapably propaganda; sometimes unconsciously, but often deliberately propaganda. (Mammonart, p. 19). આપણે અપ્ટન સિંકલેર સાથે એટલે બધે સુધી ન જઈએ તોપણ ઉદ્દેશ અને કલા, પ્રચાર અને કલા એની વચ્ચે આપણે માની લઈએ છીએ

એવું હાડવેર તો નથી જ, બીજા બધાનું ગમે તેમ પણ ટૉલ્સ્ટૉયને મન તો નથી જ, એ ચોક્કસ. ટૉલ્સ્ટૉયની ઉત્તર વયની સઘળી સાહિત્યકૃતિઓની પેઠે એમની આ કથાઓને પણ બરાબર સમજવા માટે એમના કલા વિશેના વિચારો લક્ષમાં રાખવાની જરૂર છે. ટૉલ્સ્ટૉયને મન કલા એ કેવળ આનંદ પ્રમોદ કે વિનોદની વસ્તુ નથી, એમને મન એ કેવળ નવરાઓનો વિલાસ નથી, પણ એમને મન તો કલા એ માનવજીવનને સંસ્કૃત બનાવવાનું અમોઘ સાધન છે. એમણે બાંધેલા લક્ષણ પ્રમાણે કલાકારના ચિત્તમાં જાગેલી ઊર્મિનો વાચકના ચિત્તને ચેપ લગાડે, અને એ રીતે એ ઊર્મિ તેના ચિત્તમાં સંક્રાંત કરે એનું નામ કલા. એમને મતે કલાએ વર્તમાન માનવજીવનની બહુ મહત્ત્વની સેવા બજાવવાની છે. વર્તમાન માનવજીવનની કોઈ મોટામાં મોટી કરુણતા હોય તો તે એની બુદ્ધિ અને ઊર્મિ વચ્ચેનો ઘોર વિસંવાદ. માનવજાતિ અત્યારે બુદ્ધિથી શું યોગ્ય, શું અયોગ્ય, શું સાચું, શું ખોટું, તેનો યથાર્થ નિર્ણય કરી શકે છે, પણ એ નિર્ણયને એ સર્વ પ્રસંગે આચારમાં ઉતારી શકતી નથી.

जानामि धर्मं न च मे प्रवृत्तिः
जानाम्यधर्मं न च मे निवृत्तिः ।

એ કોઈ વ્યક્તિની જ નહિ પણ આજની સમસ્ત માનવજાતિની વેદનાભરી ચીસ છે. માનવીના બુદ્ધિદર્શન અને એની હૃદયપ્રવૃત્તિ વચ્ચેનો આ વિસંવાદ એ જ આપણી આજની સંસ્કારિતાની મોટામાં મોટી ક્ષતિ છે. આ ક્ષતિને દૂર કરવા માટે જુદા જુદા વિચારકો જુદા જુદા ઉપાયો સૂચવે છે. ઉદાહરણ તરીકે, એક સમર્થ ચિત્તશાસ્ત્રીએ કેટલાંક વરસ ઉપર એને માટે જીવનમાં વ્યાયામ અને રમતગમત પર ખૂબ ભાર મૂકયો હતો. એનું કહેવું એવું હતું કે માનવી અમુક કાર્ય કરવાનું બુદ્ધિથી નક્કી કરે છે પણ એના શરીરના સ્નાયુઓ કેળવાએલા નહિ હોવાથી બુદ્ધિના આદેશને તે આચારમાં ઉતારી શકતો નથી, માટે અંગકસરતથી

અને રમતગમત દ્વારા સ્નાયુઓને જો બરાબર કેળવ્યા હોય અને તેમના પર પૂરો કાબૂ મેળવ્યો હોય તો જીવનમાં આ વિસંવાદ પછી ટકે નહિ. આ વિચારણા એક રીતે આકર્ષક છે, પણ એટલાથી પૂરતું સમાધાન થાય એમ નથી, કેમકે બુદ્ધિ અને સ્નાયુઓ વચ્ચે માનવીનું ચિત્ત, એનું હૃદય, એનું ઊર્મિતંત્ર રહેલું છે એ વાત એમાં ભૂલી જવામાં આવે છે, અને જીવનનું પ્રેરકચાલક તત્ત્વ તો એ હૃદય જ છે. તેથી ટૉલ્સ્ટૉય આ વિસંવાદ ટાળવાનું કામ કલાને સોંપે છે. એમની માન્યતા પ્રમાણે બુદ્ધિના દર્શનને ઊર્મિમાં સંક્રાંત કરવું એ જ કલાનો મહાન ધર્મ છે. અને એટલા માટે જ જીવનમાં એનું આટલું બધું ગૌરવ છે. માનવીએ સુખી થવું હોય તો પરસ્પર પ્રેમભાવ રાખવો જોઇએ અને સૌની સાથે એકતા સાધવી જોઇએ એ બુદ્ધિથી સૌ સમજે છે, પણ એ બુદ્ધિદર્શનને સળંગ રીતે વર્તનમાં મૂકવું એ સહેલી વાત નથી. માટે ટૉલ્સ્ટૉય કહે છે કે કલાએ એવું સર્જન કરવાનું છે કે જેમાં કલ્પિત પાત્રો આવો પ્રેમભાવ રાખતાં હોય અને જેની એકંદર અસર ઐક્યાનુભવને અર્થે પ્રેરે એવી હોય. આવી રીતે પ્રેમભાવ પ્રેરતી કલાકૃતિઓના નિરંતર સેવનથી માનવીની ઊર્મિ એવી રીતે ઘડાશે કે પછી વાસ્તવ જીવનમાં પોતાને એવા સંજોગોમાં મુકાવું પડશે ત્યારે પોતે પણ આપોઆપ એવી જ પ્રેમભરી રીતે વર્તશે. એ પ્રમાણે માનવહૃદયને પ્રેમ અને એકતાની તાલીમ આપ્યા કરવી એ જ કલાનો મુખ્ય હેતુ હોવો જોઈએ એમ એ કહે છે અને એ દૃષ્ટિએ એ કલાના મુખ્ય બે વર્ગ પાડે છે. પહેલા વર્ગને એ ધાર્મિક કલા કહે છે, અને બીજા વર્ગને સર્વભોગ્ય કલા કહે છે. વાચકચિત્તને ઈશ્વરપ્રેમ, ધર્મભાવ, બંધુતા, પવિત્રતા આદિ ઉચ્ચ પ્રકારની ઊર્મિઓનો ચેપ લગાડે એવી કલાને એ પ્રથમ વર્ગમાં મૂકે છે, અને સીધી રીતે ધાર્મિકતાવિષયક ન હોય છતાં વાચકને માનવહૃદયની સર્વસામાન્ય મૂળગત પ્રાથમિક ઊર્મિઓનો અનુભવ કરાવી સમાજના જુદા જુદા વર્ગોને રસપાન માટે એક જ ઓવારે એકઠા કરે, અને એ રીતે એ સહિયારી મિજલસ દ્વારા

એમને ઐક્યને દોરે ગૂંથે એવી કલાને એ બીજા વર્ગમાં મૂકે છે. આ સિવાયની બીજી બધી કલાને, કેવળ ધનિકવર્ગ કે વિદ્વદ્વર્ગ જ માણી શકે અથવા વાચકને વિલાસ તરફ પ્રેરે એવી સઘળી કલાને, એ અનિષ્ટ ગણે છે. એમણે *War and Peace* અને *Anna Karenina* જેવી વિશ્વવિખ્યાત વાર્તાઓ લખી છે, પણ એ બેમાંથી એકેને એ ઉપલા બેમાંથી એકે વર્ગમાં મૂકતા નથી. કલાના પ્રથમ ઉત્તમ વર્ગમાં—ધાર્મિક કલાના વર્ગમાં—તો એ પોતાની એક જ કૃતિને મૂકે છે, અને તે આ સંગ્રહમાં પહેલી જ આપેલી વાર્તા 'ઇશ્વરનિષ્ઠા'ને. આ સંગ્રહની બીજી વાર્તાઓ પણ એક કે બીજા રૂપમાં તત્ત્વતઃ એ પહેલી વાર્તાના જ પ્રકારની છે, એટલે એ દૃષ્ટિએ જોતાં ટૉલ્સ્ટૉયની કલામીમાંસા પ્રમાણે આ 'કથાવલિ' એ એમની ઉત્તમ વર્ગની કલાકૃતિઓનો સંગ્રહ છે.

તટસ્થ દૃષ્ટિએ જોઇએ તોપણ આ નાની નાની વાતોમાં એક આજન્મ કલાકારનો આત્મા પોતાના જીવનદર્શનને સર્વગમ્ય સ્વરૂપમાં રજૂ કરી રહેલો દેખાય છે. *War and Peace* તથા *Anna Karenina*માં જે અદ્ભુત પ્રતિભાએ દિગન્તવ્યાપી વિશ્વરૂપ ધારણ કર્યું હતું તે આજે આબાલવૃદ્ધ સૌને રીઝવવાને માટે સ્વેચ્છાએ સૌમ્ય વપુ ધારણ કરીને આ સંગ્રહમાં ખડી થઈ છે. એમાં સર્જનશક્તિ એની એ જ છે, માનવપ્રકૃતિને યથાર્થ રીતે સમજવાનું ને તાદૃશ રીતે આલેખવાનું સામર્થ્ય એનું એ જ છે, ને વાંચતાં જ દિલને હચમચાવી મૂકનારી વેધકતા પણ એની એ જ છે, ફક્ત ઘાટ જુદો છે. આજ સુધી જાણે સમાજના ઉપલા વર્ગરૂપી દેવલોકને જ પોષતી આકાશગંગા કર્તવ્યબુદ્ધિથી નીચે ઊતરી આજે ગરીબના ઝૂંપડાને પાવન કરી રહી છે. ગુજરાતીઓ આ આંગણે આવેલી ગંગામાં જેટલું નહાશે તેટલું એમનું પુણ્ય જ છે.

ભાવનગર
અસાડ વ. ૯ '૯૧ } **વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

## અનુક્રમણિકા

# ઇશ્વરનિષ્ઠા

**વ્લાડીમિર** શહેરમાં ઇવાન દ્મિત્રિચ આક્સ્યોનોફ નામે એક જુવાન વેપારી રહેતો હતો. તેને બે ઘરની દુકાનો ને એક ઘરનું ઘર હતું.

આક્સ્યોનોફ સુંદર વાંકડિયા વાળવાળો, અત્યંત રમૂજી, ને ગાયનનો ભારે શોખિન એવો ફૂટડો આદમી હતો. ઊગતી જુવાનીમાં હતો ત્યારે તેને શરાબની ભારે લત લાગી હતી, અને જ્યારે હદ બહાર શરાબ પીને આવતો ત્યારે તે ધીંગામસ્તી પણ કરતો; પણ પરણ્યા પછી, વચ્ચે અવારનવાર જરા છાંટોપાણી લે તે જુદી વાત, બાકી સામાન્ય રીતે તેણે દારૂની લત છોડી દીધી હતી.

એક વાર ઉનાળામાં તે નિઝ્નીના મેળામાં જવા નીકળ્યો, પણ પોતાનાં સગાંસંબંધી ને પત્નીની વદાય લેતો હતો એવામાં તેની પત્નીએ તેને કહ્યું કે 'ઇવાન દ્મિત્રિચ, મને તમારા વિશે નઠારું સ્વપ્નું આવ્યું છે, માટે આજે નીકળશો નહિ.'

આક્સ્યોનોફ ખડખડ હસી પડ્યો ને બોલ્યો, 'તને એમ ધાસ્તી છે કે મેળામાં જઈને હું પાછો શરાબબાજીમાં ને મોજ-મજામાં પડી જઈશ, ખરું ને?'

તેની પત્નીએ કહ્યું: 'મને શાની ધાસ્તી છે એ તો હુંય નથી જાણતી; જાણું છું તે માત્ર એટલું કે મને નઠારું સ્વપ્નું

આવ્યું છે. સ્વપ્નમાં મેં એવું દીઠું કે શહેરમાંથી ઘેર આવીને તમે ટોપી ઉતારી તો તમારા બધા વાળ ધોળા થઈ ગયા હતા.'

**આકસ્યોનોફ** હસી પડ્યો. 'લ્યો, એ તો શુભ શુકન કહેવાય,' તે બોલ્યો. 'જોજે તો ખરી બધો માલ બરાબર વેચી-સાટીને તથા તારે માટે કંઈક ભેટની ચીજો મેળામાંથી લાવીને આવી પહોંચું છું કે નહિ.'

આમ કહીને તેણે પોતાનાં સંબંધીઓને રામરામ કર્યા અને વાહન હંકારી મૂક્યું.

અડધો પંથ કાપ્યો ત્યાં તેને એક ઓળખીતો વેપારી મળ્યો, એટલે રાતવાસો કરવા બન્નેએ સાથે એક જ વીશીમાં ઉતારો કર્યો. બન્નેએ ચાનાસ્તો લીધાં અને પછી પડખે પડખેના ખંડમાં બન્ને સૂવા ગયા.

મોડી રાત સુધી ઉજાગરો કરવાની **આકસ્યોનોફ**ને ટેવ નહોતી, અને ટાઢો પહોર હોય ત્યાં જ મુસાફરી કરવાની તેની ઈચ્છા હતી, એટલે મળસકું થતાં પહેલાં જ તેણે પોતાના ગાડી-વાનને જગાડી ઘોડા જોડવાનો હુકમ આપ્યો.

પછી તે ચોગાન વીંધીને પાછળના ભાગના એક નાનકડા મકાનમાં વીશીવાળો રહેતો હતો એની પાસે ગયો, એના પૈસા એને ચૂકવી આપ્યા, અને પોતાની આગળની મુસાફરી તેણે શરૂ કરી.

પચીસેક માઈલ જેટલે ગયા પછી ઘોડાંને નીરણ ખવરાવવા માટે તે થોભ્યો. **આકસ્યોનોફે** પોતે એક વીશીના ચાલમાર્ગમાં ઘડી વાર આરામ લીધો, પછી તે ચાલીને દરવાજામાં ગયો ને એક સઘડી ચેતાવવાનો હુકમ આપી તેણે પોતાની વીણા કાઢી વગાડવા માંડી.

એવામાં એકાએક ઘંટડી વગાડતી એક ત્રણ ઘોડાની ગાડી ત્યાં આવી પહોંચી ને તેમાંથી બે સિપાઈઓ સાથે એક અમલદાર નીચે ઊતર્યો. **આક્સ્યોનોફ** પાસે આવી તે કોણ છે અને ક્યાંથી આવે છે એવા પ્રશ્નો તેને એ પૂછવા લાગ્યો. **આક્સ્યોનોફે** બધા પ્રશ્નોના પૂરા ઉત્તર આપ્યા, ને પછી કહ્યું, 'આવીને ચા નહિ પીઓ મારી સાથે?' પણ પેલો અમલદાર તો તેને 'ગઈ રાત તમે ક્યાં ગાળેલી? રાતે તમે એકલા હતા કે કોઈ વેપારી તમારી સાથે હતો? એ વેપારીને આજે સવારે તમે દીઠેલો? મળસકું થતાં પહેલાં કેમ વીશીમાંથી ચાલી નીકળ્યા?' એવા એવા સવાલો પૂછી તેની ઊલટતપાસ કરવા લાગ્યો.

આ બધા સવાલો પોતાને શા માટે પૂછતો હશે એ બાબત **આક્સ્યોનોફને** આશ્ચર્ય થયું, પણ જે કંઈ બનેલું તે બધું તેણે વર્ણવી બતાવ્યું અને પછી આગળ કહ્યું, 'હું જાણે કોઈ ચોર લૂંટારો હોઉં એવી રીતે કેમ તમે ઊલટપ્રશ્નો પૂછો છો? હું મારા પંડના કામે મુસાફરીએ નીકળ્યો છું, એટલે મને કશા સવાલ પૂછવાની જરૂર નથી.'

એટલે પેલા અમલદારે સિપાઈઓને બોલાવી કહ્યું, 'હું આ પરગણાનો પોલીસ અમલદાર છું, અને તમે ગઈ રાત જેની સાથે ગાળેલી તે વેપારીની ગરદન કાપી નાખેલી માલૂમ પડી છે, એટલે અમારે તમારા સામાનની ઝડતી લેવી પડશે.'

તેઓએ ઘરમાં પ્રવેશ કર્યો ને સિપાઈઓ તથા પોલીસ અમલદારે **આક્સ્યોનોફનો** સરસામાન છોડી નાખી તેની ઝડતી લીધી. તપાસ કરતાં કરતાં 'આ છરો કોનો?' એમ બૂમ પાડી અમલદારે એક છરો તેના થેલામાંથી ખેંચી કાઢ્યો.

આકસ્યોનોફે એના તરફ નજર કરી અને પોતાના થેલામાંથી લોહીવાળો છરો એણે લીધો જોઈને તે હેબતાઈ ગયો.

'આ છરો લોહીવાળો ક્યાંથી ?'

આકસ્યોનોફે ઉત્તર આપવા યત્ન કર્યો, પણ એક પણ હરફ એ ઉચ્ચારી શક્યો નહિ ને થોથવાતાં થોથવાતાં તે બોલ્યો કે 'મને......ખ ..ખબર નથી મા ..મારો નથી એ.'

એટલે પોલીસ અમલદાર બોલ્યો, 'આજે સવારે પથારીમાં એ વેપારીની ગરદન કપાયેલી માલૂમ પડી હતી. હવે, તમારા સિવાય કોઈ એ કામ કરે એવું છે નહિ. વળી અંદરથી વાસેલું હતું, અને અંદર બીજું કોઈ હતું નહિ. અને આ લોહીવાળો છરો તમારા થેલામાંથી નીકળે છે, ને તમારો ચહેરો અને રીતભાત બધું પોગળ ખુલ્લું પાડી દે છે. એટલે હવે તમે એ માણસનું કેવી રીતે ખૂન કર્યું અને કેટલાં નાણાં તફડાવી લીધાં તે જ મને કહો.'

આકસ્યોનોફે સોગંદપૂર્વક કહ્યું કે—પોતે એ ખૂન કે ચોરી કશું કર્યું નથી, રાતે સાથે બેસીને ચાનાસ્તો લીધેલાં તે પછી તે વેપારીને પોતે મળેલ પણ નહિ, પોતાના પંડના આઠ હજાર રૂબલ લઈને ઘેરથી નીકળેલો એ ઉપરાંત વિશેષ નાણાં પણ પણ પોતાની પાસે નથી, અને એ છરો પણ પોતાનો નથી. પણ બધું કહેતાં કહેતાં તેનો અવાજ થોથવાતો હતો, તેનો ચહેરો ફીકો પડી ગયો હતો, અને પોતે ખરેખર ગુનેગાર હોય એમ તે બીકથી ધ્રૂજતો હતો.

આકસ્યોનોફને જકડીને ગાડામાં નાખવા પોલીસ અમલદારે સિપાઇઓને હુકમ આપ્યો. સિપાઈઓએ તેના પગ બાંધીને

તેને ગાડામાં નાખ્યો એટલે આક્સ્યોનોફ ક્રોસની નિશાની કરી રડી પડ્યો. તેના પૈસા અને સઘળો સરસામાન તેની પાસેથી જપ્ત કરવામાં આવ્યો, અને સૌથી પાસેના શહેરમાં લઈ જઈ તેને કેદમાં પૂરવામાં આવ્યો. તેના ચારિત્ર્ય વિશે લાડીમિરમાં તપાસ કરવામાં આવી તો એ શહેરના વેપારીઓ તેમ બીજા વતનીઓએ કહ્યું કે આગલી અવસ્થામાં રંગપાણીની અને રખડવાની એને કંઈક ટેવ હતી ખરી, પણ એકંદરે તો તે સજ્જન પુરુષ હતો. પછી કામ ચાલ્યું ને તેના પર સ્યાઝાનના એક વેપારીનું ખૂન કરી એના વીસ હજાર રૂબલ ચોરી લેવાનું તહોમત મૂકવામાં આવ્યું.

તેની પત્ની બીચારી હતાશ થઈ ગઈ ને આમાં શું સાચું માનવું તેની એને સૂઝ પડી નહિ. એનાં છોકરાં સઘળાં સાવ નાનાં હતાં: એમાં એક તો ધાવણું બચ્ચું જ હતું. આ સઘળાં છોકરાંને સાથે લઈ તે જેલમાં હતો તે નગરમાં એ ગઈ. પહેલાં તો એને પોતાના ધણીને મળવાની પરવાનગી ન મળી; પણ ઘણી ઘણી આજીજી કરી એટલે અમલદારોએ એને પરવાનગી આપી અને એને તેની પાસે લઇ ગયા. પોતાના પતિને જેલનાં કપડાંમાં બેડીથી જકડાએલો અને ચોર લૂંટારા ભેગો ગોંધી મૂકેલો જોઈને એ બેભાન થઈ ગઇ અને ક્યાંય સુધી એની મૂર્ચ્છા વળી નહિ. પછી પોતાનાં બાળકોને પોતાની સોડમાં લઈને એ તેની પાસે બેઠી. એણે તેને ઘરના સઘળા સમાચાર આપ્યા અને તેના ઉપર આ શી આફત ગુજરી છે તેની વાત પૂછી. એટલે તેણે સઘળી હકીકત જણાવી. તે સાંભળીને એણે પૂછ્યું, 'ત્યારે હવે આપણે શું કરવું?'

'નિર્દોષ માણસ માર્યો ન જાય એવી અરજી આપણે ઝારને કરવી.'

તેની પત્નીએ ઉત્તર આપ્યો કે એવી અરજી તો ઝારને પોતે કરેલી, પણ તેનો સ્વીકાર નહિ થયેલો.

પછી **આકસ્યોનોફે** કંઈ જવાબ આપ્યો નહિ ને માથું નીચું નાખીને તે બેસી રહ્યો.

પછી તેની પત્ની બોલી, 'તમારા વાળ બધા ધોળા થઈ ગયાનું મને સ્વપ્નું આવેલું એ કંઈ ખોટું નહોતું. સાંભરે છે ને તમને એ? તમારે તે દિવસે ઘેરથી નીકળવું જ નહોતું જોઈતું.' ને પોતાની આંગળીઓ તેના વાળમાં પરોવી એણે કહ્યું, 'પ્રિય **વાન્યા**, કોઈ બીજાને નહિ તો તમારી અર્ધાંગનાને તો સાચી વાત કહો: તમે જ નહિ કરેલું એ?'

'ત્યારે તને ય મારા પર શક છે એમ ને?' **આકસ્યોનોફ** બોલ્યો, અને પોતાનો ચહેરો બે હાથથી ઢાંકી દઈને તે રડવા લાગ્યો. ત્યાં એક સિપાઈએ આવી કહ્યું કે તેનાં બૈરી છોકરાંએ હવે ચાલ્યાં જવાનું છે, એટલે **આકસ્યોનોફે** પોતાના કુટુંબને છેલ્લી વારના રામરામ કર્યા.

એ બધાં ગયાં એટલે **આકસ્યોનોફને** બધી વાતચીત યાદ આવી, અને પોતાની પત્નીએ પણ પોતા પર શક આણેલો એ વાત તેને સાંભરી એટલે તે સ્વગત બોલ્યો કે 'આ તો એમ લાગે છે કે સત્ય એક ઈશ્વર જ જાણી શકે છે; એટલે એક **એના** આગળ જ આપણે અરજ કરવી ઘટે ને એક **એની** આગળથી જ મહેરની આશા રાખવી ઘટે.'

પછી **આકસ્યોનોફે** અરજીઓ કરવાનું માંડી વાળ્યું, સઘળી આશા પણ છોડી દીધી, અને કેવળ ઈશ્વરપ્રાર્થના જ કરવા લાગ્યો.

આકસ્યોનોફને ફટકા મારી ખાણોમાં મજૂરી કરવાની સજા થઈ. એટલે તેને કોરડાવડે ફટકાવવામાં આવ્યો, ને કોરડાના ઘા રુઝાયા ત્યારે બીજા કેદીના સાથમાં તેને સાઇબીરિયા હડસેલી દેવામાં આવ્યો.

છવ્વીસ વરસ સુધી આકસ્યોનોફે સાઇબીરિયામાં કેદીનું જીવન ગાળ્યું. તેના વાળ બરફ જેવા સફેદ બની ગયા, ને તેની દાઢી લાંબી, પાતળી, ને ભૂખરી બની ગઈ. તેનો બધો રમૂજી સ્વભાવ ચાલ્યો ગયો ને તેનું શરીર કેડેથી નમી ગયું. તે ધીમે ધીમે ચાલતો, બહુ થોડું બોલતો, ને કદી પણ હસતો નહિ, પણ વારંવાર પ્રાર્થના કર્યા કરતો.

જેલમાં આકસ્યોનોફ જોડા સીવતાં શીખ્યો અને એમાંથી થોડા પૈસાની કમાણી થતાં તેણે 'સંતચરિત'નું પુસ્તક ખરીદ્યું. જેલમાં અજવાળું હોય ત્યાં સુધી તે આ 'સંતચરિત' વાંચ્યા કરતો; ને રવિવારે જેલના દેવળમાં તે ધર્મગ્રંથ વાંચતો, તથા ગાયકમંડળી સાથે ગાતો, કેમકે તેનો કંઠ હજુ સારો હતો.

આકસ્યોનોફ તરફ તેના નમ્ર સ્વભાવને લીધે જેલનો અમલદારવર્ગ માયાભાવ રાખતો, ને તેના સાથીદાર કેદીઓ પણ તેના તરફ માન રાખતા: એ લોકો તેને 'દાદા' ને 'સંતમહારાજ' એવે નામે બોલાવતા. કોઇ પણ બાબતમાં એમને જો જેલના અમલદારવર્ગ આગળ ફરિયાદ કરવાની હોય, તો તેઓ તેને પોતાનો પ્રતિનિધિ બનાવતા, અને કેદીઓમાં કંઇ તકરાર થતી તો તેની પતાવટ કરવા તથા તેનો ન્યાય તોળવા સૌ તેની કને આવતા.

આકસ્યોનોફને ઘરના કંઇ સમાચાર મળેલા નહિ, એટલે

પોતાનાં બૈરી છોકરાં હજુ હયાત છે કે કેમ એ વાતની પણ તેને ખબર નહોતી.

એક દિવસ કેદીઓનો એક નવો કાફલો જેલમાં આવ્યો. સાંજે જૂના કેદી સઘળા નવા કેદીની આસપાસ ટોળે મળીને એકઠા થયા, ને કયા કયા શહેર કે ગામમાંથી એ લોકો આવતા હતા તે તથા શી બાબત તેમને સજા થયેલી એ સઘળી વાત તેમને પૂછી. બીજા બધા સાથે **આકસ્યોનોફ** પણ આ નવા કેદીઓ પાસે બેઠો, અને ત્યાં ચાલતી વાત નીચે મોઢે સાંભળવા લાગ્યો.

નવા કેદીઓમાં સાઠ વરસનો એક ઊંચો, મજબૂત બાંધાનો, ભૂખરા રંગની ઘાટી દાઢીવાળો આદમી હતો તે પોતાના પકડાવાનું કારણ બીજા કેદીઓને કહી સંભળાવતો હતો.

'જુઓને ભાઇ,' તે બોલ્યો, 'મેં તો ફક્ત એક બરફગાડીને જોડેલો ઘોડો લીધેલો, એટલે એ લોકોએ મને પકડીને મારા પર ઘોડાચોરીનું તહોમત્ત મૂક્યું. મેં ઘણું ય કહ્યું કે મેં ઝટઝટ ઘેર પહોંચી જવા માટે જ એ ઘોડો લીધેલો, ને ઘેર પહોંચીને તો હું એને પાછો છૂટો મૂકી દેવાનો હતો; ને વળી, ગાડીવાન મારો અંગત દોસ્ત હતો. એટલે મેં કહ્યું કે "એમાં કાંઇ વાંધા જેવું નહોતું." પણ પેલા લોકો તો કહે કે "ના, તેં ચોરી જ કરી છે." છતાં મેં ક્યાંથી ને કેવી રીતે એ ચોરી કરેલી તે એ લોકો કહી શક્યા નહિ. એટલું ખરું કે એકવાર મેં ખરેખર ભૂરું કામ કરેલું, એટલે મને વરસો પહેલાં અહીં મોકલી દેવો જોઇતો હતો, પણ એ વખતે હું સપડાયેલો નહિ. ને હવે આ વખતે કંઈએ વાંક વગર મને એ લોકોએ અહીં ધકેલી દીધો છે......પણ આ બધી ગપ મારું છું હો, તમારી આગળ.

હું તો અગાઉ પણ સાઇબીરિયા આવી ગયો છું, પણ લાંબું ટક્યો નહિ.'

'ક્યાંથી આવો છો ?' કોઈકે પૂછ્યું.

'વ્લાડીમિરથી. મારું કુટુંબ એ શહેરમાં રહે છે. મારું નામ મકાર છે, ને લોકો મને સેમ્યોનિચને નામે પણ બોલાવે છે.'

આકસ્યોનોફે પોતાનું માથું ઊંચું કરીને કહ્યું : 'સેમ્યોનિચ, કહો જોઈએ, વ્લાડીમિરના વેપારી આકસ્યોનોફનાં ઘરનાં વિશે તમને કંઇ ખબર છે? એ બધાં હજુ હયાત છે?'

'"ખબર છે?" ખબર કેમ ન હોય? આકસ્યોનોફનાં ઘરનાં ભારે તવંગર છે, જો કે એ છોકરાઓનો બાપ સાઈબીરિયામાં છે: આપણા સૌ જેવો જ કોઇ પાપી લાગે છે એ! ને દાદા, તમે અહીં ક્યાંથી આવ્યા?'

આકસ્યોનોફને પોતાના દુર્ભાગ્ય વિશે વાતો કરવી ગમતી નહિ, એટલે તેણે ફક્ત નિસાસો જ નાખ્યો ને બોલ્યો : 'હું તો ભાઈ, મારાં પાપનાં ફળ ભોગવતો આ છવ્વીસ વરસથી આંહીં પડ્યો છું.'

'ક્યાં પાપ?' મકાર સેમ્યોનિચે પૂછ્યું.

પણ આકસ્યોનોફ ફક્ત એટલું જ બોલ્યો, 'હશે, હશે, મેં પણ કાંઈક પાપ કર્યાં હશે એટલે જ આવી સજા પામ્યો હોઈશ ને!' તેને તો આ વાત જરાએ આગળ ચલાવવા વિચાર જ નહોતો, પણ તેની સાથેના માણસોએ આ નવા આવનારને આકસ્યોનોફની સઘળી હકીકત કહી : કોઈકે એક વેપારીનું ખૂન કરી તે છરો આકસ્યોનોફના સામાન ભેગો મૂકી દીધેલો, ને એ રીતે તેને ખોટી રીતે સજા થયેલી એ સઘળી વાત કહી.

આ વાત સાંભળીને **મકાર સેમ્યોનિચે આક્સ્યોનોફ** સામે જોયું, પછી પોતાના ઘૂંટણ પર થપાટ મારી, ને એકદમ બોલી ઊઠ્યો, ‘આહા! ભારે નવાઇ જેવું આ તો! ખરેખર નવાઈ જેવું! પણ દાદા, તમે તો સાવ બુઝર્ગ બની ગયા છો!’

એટલે પેલાઓએ તેને પૂછ્યું કે ‘આટલી બધી નવાઈ તમને શાથી થાય છે? અને **આક્સ્યોનોફ**ને તમે પહેલાં ક્યાં દીઠેલા?’ પણ **મકાર સેમ્યોનિચે** કંઇ જવાબ આપ્યો નહિ. તે તો ફક્ત એટલું જ બોલ્યો કે: ‘અમારો અહીં ભેટો થઇ ગયો એ નવાઇ જેવું છે, જવાનો!’

આ શબ્દો સાંભળીને **આક્સ્યોનોફ**ને કૌતુક થયું કે પેલા વેપારીનું ખૂન કરનાર કોણ એ વિશે આ માણસને કદાચ કંઇક ખબર હશે; એટલે તે બોલ્યો, ‘**સેમ્યોનિચ**, એ બધી વાત તમે કદાચ સાંભળી હશે, અથવા તમે મને અગાઉ કદાચ દીઠો પણ હશે.’

‘સાંભળું એમાં શી નવાઈ? અલકમલકની વાતો સદાય દુનિયામાં ચાલ્યા જ કરે છે. પણ એ વાતને ઘણાં વરસ થઈ ગયાં, એટલે મેં સાંભળેલું બધું ભૂલી ગયો છું.’

‘પેલા વેપારીનું ખૂન કોણે કરેલું એ પણ કદાચ તમે સાંભળ્યું હશે,’ **આક્સ્યોનોફે** કહ્યું.

એટલે **મકાર સેમ્યોનિચ** હસીને બોલ્યો, ‘એમાં વળી પૂછવું’તું શું? જેના થેલામાંથી છરો પકડાયેલો તે જ હોવો જોઇએ ખૂન કરનાર. બીજાએ એ છરો ત્યાં સંતાડ્યો હોય તો પણ એ તો કહેવત છે ને ભાઇ, કે “છીંડે ચડે તે ચોર.” થેલો તો તમારા માથા નીચે હતો, ત્યારે બીજો કોઇ આવીને એમાં છરો ક્યાંથી સંતાડી શકે? સંતાડવા જાય ત્યાં તો તમે જરૂર જાગી ગયા હો ને?’

આ શબ્દો સાંભળ્યા એટલે **આકસ્યોનોફને** ખાતરી થઈ કે જરૂર આ માણસે જ વેપારીનું ખૂન કરેલું. એટલે તે ઊઠીને ત્યાંથી ચાલતો થયો. તે દિવસે **આકસ્યોનોફ** આખી રાત જાગતો સૂઈ રહ્યો. તેને અત્યંત દુઃખ થયું, અને તેની કલ્પનામાં ભાતભાતનાં ચિત્રો ખડાં થયાં. પહેલું ચિત્ર પોતે મેળામાં જવા રજા લઈને નીકળ્યો એ વખતે જોયેલી પોતાની પત્નીનું ખડું થયું. જાણે એ સામે જ હાજર હોય એમ તેણે એને જોઈ; એનું મુખ અને તેની આંખો એની દૃષ્ટિ સમક્ષ તરવા લાગ્યાં અને એ બોલતી હોય ને હસતી હોય એવો અવાજ તે સાંભળવા લાગ્યો. પછી પોતાનાં બાળકો—છેક જ નાની ઉમરનાં બાળકો, તેમાં એક તો નાનકડો ઝભ્ભો પહેરેલો અને બીજું સાવ ધાવણું હતું એવાં એ નાનાં બાળકો—એની કલ્પનામાં દેખાયાં. પછી પોતે એ દિવસોમાં કેવો જુવાન ને લહેરી સ્વભાવનો માણસ હતો એ વાત તેને યાદ આવી. પોતે પકડાએલો એ વીશીના દ્વારમાર્ગમાં વીણા વગાડતો પોતે બેઠેલો એ વખતે પોતે કેવો નિશ્ચિન્ત મનોદશામાં હતો એ વાતનું પણ તેને સ્મરણ થયું. પછી પોતાને કોરડાના ફટકા મારવામાં આવેલા તે સ્થળ, એ ફટકા મારનાર આદમી, તથા તે સ્થળની આસપાસ એકઠાં થયેલાં લોકો, તેને પહેરાવવામાં આવેલી બેડીઓ, તેની સાથના કેદીઓ, જેલજીવનનાં તેનાં છવ્વીસ વરસ, અને તેને અકાળે આવેલું ઘડપણ એ બધું તેના મન આગળ દેખાવા લાગ્યું. આ બધાના સ્મરણે તેને એટલું બધું દુઃખ થયું કે તે આપઘાત કરવાને તૈયાર થઈ ગયો.

'અને આ બધું એ હરામખોરના કામોને લીધે!' **આકસ્યોનોફને** થયું, ને આવા વિચારે **મકાર સેમ્યોનિચ** પર તેને એટલો બધો ગુસ્સો ચડ્યો કે એના પર વેર લેવાનો જુસ્સો—પછી

ભલે ને એ વેર લેતાં પોતાનો જાન જાય તો પણ હરકોઇ ભોગે એક વાર તો વેર લેવાનો જુસ્સો—તેના અંગેઅંગમાં વ્યાપી ગયો. તેણે આખી રાત પ્રાર્થના કર્યા કરી, પણ તેને જરાયે શાંતિ મળી નહિ. બીજે દિવસ આખો તે **મકાર સેમ્યોનિચની** ઢૂંકડે ગયો નહિ, તેમ એની સામે નજર સરખી કરી નહિ.

આ રીતે એક પખવાડિયું પસાર થઈ ગયું. **આકસ્યોનોફ**ને રાતે ઊંઘ આવતી નહિ અને એટલું બધું દુઃખ થતું કે શું કરવું તેની તેને સૂઝ પડી નહિ.

એકવાર રાત્રે તે જેલમાં આંટા મારતો હતો એવામાં કેદીઓ સૂતા તેમાંની એક છાજલી નીચેથી તેણે માટી ગરતી દીઠી. એ શું છે તે જોવા તે થોભ્યો તો એકાએક **મકાર સેમ્યોનિચ** છાજલી તળેથી વાંકો વળીને નીકળ્યો અને **આકસ્યોનોફ**ને દેખીને શિયાવિયા થઇ ગયો. **આકસ્યોનોફ** તો એની સામે જોયા વગર ચાલ્યો જતો હતો, પણ **મકારે** તેનું કાંડું પકડી કહ્યું કે પોતે દીવાલમાં કોતરીને બાકોરું પાડ્યું છે ને કોતરતાં જે માટી નીકળતી તે રોજ રોજ પોતાના મોટા જોડામાં નાખી કેદીઓને સવારે કામે બહાર લઈ જતા ત્યારે પોતે બહાર નાખી આવતો.

‘ડોસા, મૂંગા રહેજો હો, એટલે તમેય છૂટી શકશો. ને જો જરાય જીભડી હલાવી છે ને તો આ લોકો કોરડા મારી મારીને મારો જાન લેશે, પણ એ લોકો જાન લેશે એ પહેલાં તો હું તમારો જાન જરૂર લેવાનો.’

પોતાના આ દુશ્મનને દેખી **આકસ્યાનોફ** ક્રોધથી કાંપવા લાગ્યો. તેણે પોતાનું કાંડું એના હાથમાંથી વછોડાવ્યું ને કહ્યું ‘મારે તો કંઈ નાસી છૂટવું નથી, ને તારે હવે મારો જાન લેવાનું

રહ્યું પણ નથી; તેં તો લાંબા વખત પહેલાં ક્યારનો મારો જાન લઈ લીધો છે! અને આ તારા કામાની વાત કરવી કે નહિ—એ તો મને મારો ભગવાન જેમ કહેશે તેમ કરીશ.'

બીજે દિવસે કેદીઓને કામે જવા બહાર કાઢ્યા એટલે રક્ષક સૈનિકોએ જોયું કે કોઈ નહિ ને કોઈ કેદીએ પોતાના જોડામાંથી માટી ઢાલવેલી હતી. એટલે આખી જેલ તપાસવામાં આવી તો પેલું ખોદેલું બાકોરું દેખાઇ આવ્યું. પછી ઉપરીએ આવી આ બાકોરું કોણે પાડેલું તે શોધી કાઢવા સઘળા કેદીઓને પૂછ્યું. પણ સૌએ કહ્યું કે અમને કંઈ ખબર નથી. જેમને ખબર હતી તેઓ એ વાત ફોડી દેવા તૈયાર ન હતા, કેમકે તેઓને માલૂમ હતું કે વાત ફોડી દે તો મકાર સેમ્યોનિચને કોરડા મારી મારીને આ લોકો મારી નાખે. ઉપરી જાણતો હતો કે આ સૌમાં આકસ્યોનોફ પ્રમાણિક માણસ છે, એટલે તેના તરફ વળીને તે બોલ્યોઃ

'ડોસા, એક તમે સાચકલા માણસ છો; તો ઈશ્વરને માથે રાખીને મને કહો જોઈએ, આ બાકોરું કોણે પાડ્યું?'

મકાર સેમ્યોનિચ, જાણે આની સાથે પોતાને કંઈએ નિસ્બત ન હોય તેમ તદ્દન બેપરવા રીતે, આકસ્યોનોફ સામે નજર સરખી કર્યા વિના, ઉપરીને જોતો ઊભો હતો. આકસ્યો-નોફને પૂછ્યું એટલે તેના હોઠ ને હાથ ધ્રૂજવા લાગ્યા, ને ઝાઝી ઘડી સુધી તે કંઇ બોલી શકયો નહિ. તેને મનમાં વિચાર આવ્યો કે 'જેણે મારી જિન્દગી બરબાદ કરી એની આડે મારે શા માટે હાથ દેવા? મારે માથે જે વીતી છે એની સજા ભલેને એ સહન કરે. પણ, બીજી બાજૂ, જો હું કહી દઈશ તો એ લોકો ફટકાવી ફટકાવીને ક્યાંક એનો જાન લેશે, ને મને એના પર જે શક

આવ્યો છે તે કદાચ ખોટો પણ હોય. વળી, ગમે તેમ હોય તોય, મને તો એથી શો લાભ થવાનો છે!'

'ચાલો, ડોસા ત્યારે,' ઉપરી ફરીથી બોલ્યો, 'સાચી વાત કહી દો અમને, દીવાલ કોણ કોતરતું'તું?'

**મ**કાર **સે**મ્યોનિચ ભણી જરા નજર કરીને **આ**કસ્યોનોફે કહ્યું: 'જી, મારાથી નહિ કહી શકાય. હું કહું એવી **ભ**ગવાનની મરજી નથી. મને આપ ફાવે તેમ કરો, હું સર્વથા આપને આધીન છું.'

ઉપરીએ ઘણી ઘણી મહેનત કરી જોઈ, પણ **આ**કસ્યોનોફ આથી વધુ બિલકુલ બોલ્યો નહિ, તેથી એ વાત એટલેથી પડતી મૂકવી પડી.

તે દિવસે રાતે **આ**કસ્યોનોફ પથારીમાં પડયો હતો. તે ઊંઘવાની તૈયારી કરતો હતો એવામાં કોઈક ચૂપકીથી આવીને પથારીમાં બેઠું. એટલે તેણે અંધારામાં જોયું તો એ આવનાર **મ**કાર હતો એમ ઓળખી ગયો.

'હવે તારે શું બાકી રહ્યું છે?' **આ**કસ્યોનોફે પૂછ્યું: 'શું કામ આવ્યો છે આંહીં?'

**મ**કાર **સે**મ્યોનિચ મૂંગો જ રહ્યો. એટલે **આ**કસ્યોનોફ બેઠો થયો ને બોલ્યો, 'શું કામ છે તારે? ચાલ્યો જા અહીંથી, નહિ તો ચોકીદારને બોલાવીશ!'

**મ**કાર **સે**મ્યોનિચ ખૂબ નીચો નમીને **આ**કસ્યોનોફની છેક પાસે આવ્યો અને ધીમેથી બોલ્યો, 'ઇવાન દ્મિટ્રિચ, મને માફ કરો!'

'શું માફ કરું?'

'પેલા વેપારીનું ખૂન કરી તમારા સામાનમાં એ છરો સંતાડનાર હું જ હતો. મારે તો તમારું એ ખૂન કરવું'તું, પણ એટલામાં મેં બહાર કંઈક ખખડાટ સાંભળ્યો, એટલે છરો મેં તમારા થેલામાં સંતાડી દીધો અને હું બારીમાંથી છટકી ગયો.'

આકસ્યોનોફને શું બોલવું એ સૂઝયું નહિ, તેથી તે મૂંગો રહ્યો, એટલે મકાર સેમ્યોનિચ પથારીવાળી છાજલી ઉપરથી નીચે સરી પડયો અને જમીન પર ઘૂંટણિયે પડયો. 'ઇવાન દ્મિટ્રિચ,' તે બોલ્યો, 'મને માફ કરો! ભગવાનને ખાતર મને માફ કરો! મેં જ એ વેપારીનું ખૂન કરેલું એમ હું ગુનો કબૂલ કરી દઈશ, એટલે તમને છોડી મૂકશે ને તમે ઘેર જઈ શકશો.'

'હવે રહી રહીને તને એ બધું બોલવું ઠીક સૂઝે છે,' આકસ્યોનોફે કહ્યું, 'પણ તારે લીધે મારે આ છવ્વીસ વરસ સુધી દુઃખ વેઠવું પડયું છે. અને હવે હું જઈને ઊભો એ કયાં રહું ? . . . મારી બૈરી તો મરી ગઈ છે, ને છોકરાં મને ભૂલી ગયાં છે. મારે જવા જેવું કોઈ ઠેકાણું જ રહ્યું નથી. . .'

મકાર સેમ્યોનિચ ત્યાંથી ઊઠ્યો નહિ, પણ એણે પોતાનું કપાળ જમીન સાથે અફાળ્યું. 'માફ કરો, ઇવાન દ્મિટ્રિચ, મને માફ કરો!' એ બળતે હૈયે બોલી ઊઠ્યો. 'મને કોરડા ફટકાવ-તા'તા એ વખતે મને તમને અત્યારે જોઈને થાય છે એટલી બળતરા નહોતી થઈ. . . આટલું બધું વિતાડયા છતાં તમે મારી દયા ખાધી અને મારી વાત છાની રાખી! એટલે ઇસુ ભગવાનને ખાતર મારા જેવા હરામીને માફ કરો!' આટલું બોલીને એ હીબકાં ભરવા લાગ્યો.

એનાં હીબકાં સાંભળીને આકસ્યોનોફ પણ રડવા લાગ્યો.

'ભગવાન તને માફ કરશે!' તે બોલ્યો. 'હું પોતે તારા કરતાં સોગણો હરામી નહિ હોઉં, એની કોને ખબર છે?' તે આટલા બોલ બોલ્યો એટલે તેનું હૈયું હળવું થઈ ગયું ને તેને ઘેર જવાની આતુર ઇચ્છા હતી તે ચાલી ગઈ. પછી તેને જેલ છોડવાની જરાય મરજી રહી નહિ, અને હવે તો પોતાનો અંતકાળ જ આવે તો સારું એમ તેને થયું.

**આ**કસ્યોનોફે તો ના કહેલી છતાં **મ**કાર **સે**મ્યોનિચે પોતાનો ગુનો કબૂલ કરી દીધો. પણ **આ**કસ્યોનોફને છોડી મૂકવાનો હુકમ આવ્યો તે પહેલાં તો ઘણા દિવસ ઉપર તે ગુજરી ગયો હતો.

૧૮૭૨

# તણખામાંથી આગ

પછી આવ્યો પીટર, અને એણે તેમને કહ્યું: નાથ, મારો ભાઈ મારી વિરુદ્ધ કેટલી વાર પાપાચરણ કરે છતાં મારે માફી આપવી?—કેટલી સાત વાર કરે ત્યાં સુધી? એટલે જિસસ એને કહેતા હવા: હું તને કહેતો નથી કે સાત વાર; પણ હું તો કહું છું કે સિત્તેર ગુણ્યા સાત વાર. તેથી જ ઈશ્વરને એક રાજા જેવો કહ્યો છે. એ રાજાએ એકવાર પોતાના નોકરો પાસેથી પોતાના પૈસાનો હિસાબ માગવાનું નક્કી કર્યું. એ પ્રમાણે હિસાબ લેવા માંડ્યો એટલે જેની પાસે તેની દસ હજાર સોનામહોર લેણી નીકળતી હતી એવા એક નોકરને તેની હજૂરમાં ખડો કરવામાં આવ્યો. પણ એ રકમ ભરી દેવાના તાકડા એની પાસે હતા નહિ, એટલે એના સ્વામીએ આજ્ઞા આપી કે એને, એની બૈરીને, એનાં છોકરાંને, અને એની માલમત્તાને વેચી નાખી એમાંથી પોતાની રકમ વસૂલ કરવી. એટલે એ નોકરે નીચે પડી સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું: અન્નદાતા, થોડી ધીરજ રાખો તો આપની બધી રકમ હું ભરી દઈશ. એટલે એ નોકરના માલિકને દયા આવી તેથી એને છોડી મૂક્યો, અને એના દેવાની રકમ માફ કરી. પણ ત્યાંથી છૂટીને એ નોકર પોતાના જેવા એક બીજા નોકરને પોતે સો રૂપામહોર ધીરી હતી તેની આગળ ગયો. ત્યાં જઈ એણે તેને પકડ્યો, તેની ગળચી ઝાલી, અને બોલી ઊઠ્યો કે મારા પૈસા ભરી દે. એટલે એના સાથીએ નીચા નમી એને આજીજી કરી કહ્યું કે થોડી ધીરજ રાખ તો તારી રકમ ભરી દઈશ. પણ પેલાએ જરાએ માન્યું નહિ; એણે તો જઈને તે પોતાની રકમ આપે નહિ ત્યાં

સુધી તેને જેલમાં પુરાવી દીધો. આ વસ્તુ જ્યારે એની સાથેના બીજા નોકરોએ જોઈ ત્યારે તેમને ખૂબ ખેદ થયો અને બનેલી બધી હકીકત તેમણે પોતાના માલિકને જઈને કહી. એટલે એના માલિકે એને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને કહ્યું, અલ્યા હરામખોર માણસ, તેં કાલાવાલા કર્યા એટલે મેં મારી બધી લેણી રકમ માફ કરી, તો પછી મેં જેમ તારા પર મહેરનજર રાખી તેમ તારે પણ તારી સાથે કામ કરતા નોકર પર મહેરનજર નહોતી રાખવી જોઈતી? પછી એનો માલિક એના પર ગુસ્સે થયો અને પોતાની લેણી બધી રકમ ભરી દે ત્યાં સુધી તેણે એને સજા કરનારાઓના હાથમાં સોંપી દીધો. તમે પણ એકેએક જણને તમારા ભાઈ જેવા ગણીને સાચા હૃદયપૂર્વક તેના દોષની માફી નહિ આપો, તો મારા દૈવી પિતા પણ તમારા એવા જ હાલ કરશે.

—મેથ્યુ ૧૮, ૨૧–૩૫

કોઈ એક ગામમાં એક વખત ઇવાન શ્ચેરબાકોફ નામે ખેડૂત રહેતો હતો. તે પૈસેટકે સુખી હતો અને તેના શરીરમાં જુવાનીનું જોમ હતું. ગામ આખામાં તે સૌથી વિશેષ કામગરો ગણાતો હતો. તેને ત્રણ દીકરા હતા અને તે ત્રણે કામ કરે એવા ઉંમરલાયક હતા. એમાંથી સૌથી મોટો પરણેલો હતો, વચેટ થોડા જ વખતમાં પરણવાનો હતો, અને નાનો ઘોડાની સંભાળ રાખે એવો મોટો બધો થઈ ગયો હતો. હળ લઈને ખેતર ખેડવાની પણ એણે ક્યારની શરૂઆત કરી દીધી હતી. ઇવાનની ઘરવાળી શરીરે લઠ્ઠ ને વહેવારમાં વેતરણવાળી હતી. સારા નસીબે એમને વહુ પણ શાંત ને મહેનતુ મળી હતી. એટલે ઇવાન ને એના કુટુંબના સુખમાં આડે આવે એવું કશું નહોતું. જેને કંઈ કામ વગર બેઠા બેસાડ્યા ખવરાવવું પડે એવું ઘરમાં એક જ જણ હતું, અને તે ઇવાનનો બુઢ્ઢો બાપ. એને દમનો રોગ હતો, એટલે

સાત વરસથી મંદવાડમાં એ ઘરમાંની ઈંટની ભઠ્ઠી પર પડ્યો રહેતો. ત્રણ ઘોડા, એક વછેરો, એક દૂઝણી સવત્સી ગાય, ને પંદર ઘેટાં—આમ ઇવાનને જે જોઈએ તે બધું હતું. એના ઘરના આદમી બધા ખેતર ખેડતા, અને બૈરીઓ ખેતીના કામમાં મદદ કરતી ને વિશેષમાં વળી ઘરબધાનાં માણસોને કાંતીવણી લૂગડાં પૂરાં પાડતી. સામી સાલ નવો પાક આવે તોય ખૂટે નહિ ને ઊલટું વધે એટલું અનાજ એમના ઘરમાં સદા ભર્યું રહેતું. મહેસૂલ ભરવા તથા બીજો ઘરખરચ કાઢવા જોઈએ તેટલા 'ઓટ' તે વેચતા. આમ ઇવાન ને એનો પરિવાર સદાએ સુખચેનમાં રહી શકે એમ હતું, પણ તેને તેના શાખપડોશી ગોર્ડે ઇવાનોફના દીકરા ગેબ્રિયલ લૂલા સાથે અદાવત થઈ એટલે બધી મોકાણ મંડાઈ.

બુઝર્ગ ગોર્ડે જ્યાં સુધી હયાત રહ્યો, અને ઘરનો કારભાર ચલાવવાની ઇવાનના બાપમાં જ્યાં સુધી તાકાત રહી, ત્યાં સુધી આ બન્ને ખેડૂતનાં ઘરનાં સઘળાં માણસો સાચા પડોશીધર્મથી રહેતાં હતાં. એમાંથી કોઈના ઘરની સ્ત્રીને ચાળણી કે પીપનો ખપ પડ્યો હોય, અથવા પુરુષોને થેલો કે ગૂણ જોઈતી હોય, તો પડખેના ઘરમાંથી મંગાવતાં અને કોઈના ગાડાનું પઈ ખોટકાઈ ગયું હોય અને ઝટ લઈને સમું ન થતું હોય, તો એક ઘરનાં માણસો બીજા ઘરનાં માણસોને બોલાવતાં, ને આમ તેઓ અરસપરસ પડોશીધર્મથી મદદ કરતાં. કોઈ વાર એક ઘરનું વાછરડું રખડતું રખડતું બીજાના ખળામાં જઈ ચડ્યું હોય તો તેઓ કશી ધાંધલ ન કરતાં હળવેથી એને હાંકી કાઢતાં અને કહેતાં 'એ...બાપુ, હવે ફરી પાછું આવે નહિ એની જરા નજર રાખજો, અમારા દાણા ત્યાં પડ્યા છે.' ને કોઠારકોઢિયાને તાળાં-

કૂંચી કરવી, કોઈનું કંઈ છાનુંછપનું સંતાડવું, કે કોઈનું વાંસા-કેડે વાંકું બોલવું—એવી વાતમાં તો એ વખતે કોઈ સમજતું જ નહિ.

ડોસાઓના દિવસોમાં એ બે ઘરનો સંબંધ આવો હતો. પણ જ્યારે એમના છોકરાઓના હાથમાં ઘરની લગામ આવી ત્યારે સઘળું ફરી ગયું.

વિસાત વગરની વાતમાંથી એ બધો હોળો જાગ્યો.

ઇવાનના દીકરાની વહુની એક મરઘી હતી તેણે આ મોસમમાં કંઈક વહેલાં ઈંડાં મૂકવાં માંડયાં, એટલે તેણે ઈસ્ટરને સારુ તે ઈંડાં એકઠાં કરવાનું શરૂ કર્યું. રોજ તે ગાડું રાખવાના ઢાળિયામાં જઈને જોતી તો ગાડામાં એક ઈંડું પડેલું મળતું. પણ એક દિવસ ઘણું કરીને છોકરાંએ ભડકાવી મૂકવાથી, મરઘી ઊડીને વંડી ઠેકીને પડોશીના વાડામાં ગઈ અને તે દિવસે ઈંડું ત્યાં મૂક્યું. બાઈએ મરઘીનો અવાજ સાંભળેલો, પણ તે સ્વગત બોલેલી કે ‘ અત્યારે તો મને કંઈ વખત નથી; રવિવાર આવવાનો છે માટે બધું સાફસૂફ કરી નાખું. પછી મોડેથી જઈ ને ઈં ડું લઈ આવીશ. ’ પછી સાંજે ગાડામાં જઈને જોયું તો ઈંડું ત્યાં નહોતું. એટલે તેણે જઈને પોતાની સાસુને તથા દિયરને પૂછ્યું કે કોઈએ ઈંડું લીધું છે. પણ તેઓએ કહ્યું કે ‘ ના, કોઈએ લીધું નથી. ’ પણ તેના સૌથી નાના દિયર ટારાસે કહ્યું, ‘ તમારી બિરૂીએ તો પડોશીના વાડામાં ઈંડું મૂક્યું છે. ત્યાંથી એનો અવાજ આવતો’તો, અને વંડી ઠેકીને તે ત્યાંથી ઊડી આવેલી.’

બાઈએ જઈને મરઘી જોઈ. બીજાં પક્ષીઓની સાથે તે વાંસડા પર બેઠી હતી, અને ઊંઘી જવા માટે આંખો મીંચવાની તૈયારીમાં હતી. બાઈને તો થયું કે આ મરઘીને જ પૂછવાથી સાચી વાતનો જવાબ મળતો હોય તો કેવું સારું!

પછી તે પડોશીને ત્યાં ગઈ એટલે ગૅબ્રિયલની મા સામી આવી.

‘કેમ વહુ, શું છે?’

‘જુઓને, દાદીમા, આજ સવારે મારી મરઘી વંડી ઠેકીને આંહીં તમારા વાડામાં આવેલી. તે એણે એક ઈંડું નહિ મૂકેલું આંહીં?’

‘અમે તો ઈંડુંબીંડું કંઈ દીઠું નથી. ભગવાનને પરતાપે અમારી મરઘીઓ પણ ઘણા દીથી ઈંડાં મૂકવા માંડી છે. અમે અમારાં પંડનાં જ ઈંડાં ભેગાં કરીએ છીએ, એટલે બીજાંનાં ઈંડાંની અમને જરાએ જરૂર નથી. ને છોકરી, અમે બીજાના વાડામાં તો ઈંડાંની ભાળ કાઢવા જતાં જ નથી.’

આથી એ જુવાન વહુને માઠું લાગ્યું ને સામાન્ય સંજોગોમાં ન બોલત એવાં વેણ તેનાથી બોલાઈ ગયાં. એટલે એની પડોશણે વ્યાજ સાથે એનાં બધાં વેણ પાછાં વાળ્યાં, ને એમાંથી પછી બન્ને જણ ગાળાગાળી પર આવી ગઈ. ઇવાનની બૈરી પાણી ભરીને એ બાજૂથી પસાર થતી હતી એટલે તે પણ આ તકરારમાં ભળી. આથી ગૅબ્રિયલની બૈરી બહાર ધસી આવી, અને કેટલાક ખરેખર બનેલા અને કેટલાક બિલકુલ નહિ બનેલા એવા બનાવોની વાત કાઢી પેલી જુવાન વહુ પર પસ્તાળ પાડવા લાગી. પછી સૌના અવાજનો મોટો શોરબકાર થઈ રહ્યો, સૌ એકીસાથે બોલવા લાગ્યાં, સામું માણસ એક શબ્દ કહે તો ઉત્તરમાં બે સંભળાવવા લાગ્યાં, અને એમાંના એકે શબ્દમાં કંઈ સારાવાટ નહોતી.

‘તું તો આવી છે!’ ને ‘તું તો તેવી છે!’ ‘તું ચોરટી છે!’ ને ‘તું ફૂવડ છે.’ ‘બુઢ્ઢા સસરાને તો બીચારાને તું ભૂખે મારી નાંખે છે!’ ‘તું તો સાવ માલવિનાની છે’ એવાંએવાં બોલની પછી ઝડી વરસી.

'શંખણી, મેં ચાળણી આપી'તી એમાં તેં કાણું પાડ્યું! ને તમે પાણી ભરી લાવો છો એ કાવડ તો અમારી છે, તે અમને પાછી આપી દ્યો, ચાલો!'

પછી એ લોકોએ કાવડ હાથ કરી, પાણી ઢોળી નાખ્યું, એકબીજાની શાલ ખૂંચવી લીધી, ને એમ લડાલડી કરવા માંડી. એવામાં ગૅબ્રિયલ ખેતરથી આવતો હતો તે પોતાની બૈરીની ભેર તણાવવા ઊભો રહ્યો. એટલે ઇવાન ને એનો દીકરો પણ એકદમ બહાર નીકળી આવ્યા, ને સૌની સાથે લડાલડીમાં ભળ્યા. ઇવાન જોરાવર આદમી હતો, એટલે તેણે આ આખા ટોળાને વિખેરી નાખ્યું, અને ગૅબ્રિયલની દાઢીમાંથી મૂઠી ભરીને વાળ તોડી લીધા. આથી આ બધું શું છે તે જોવા લોકો એકઠાં થયાં, ને તેમણે આ ટંટાખોરોને મહામુસીબતે છૂટા પાડ્યા.

આ રીતે એ બધો હોળો જાગ્યો.

પોતાની દાઢીમાંથી તોડી નાખેલા વાળ ગૅબ્રિયલે એક કાગળના પડીકામાં બાંધી લીધા, અને પછી તે લઈ ઇવાન પર કાયદેસર કામ ચલાવવા ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં ગયો. 'એ શીળીના ધોબાવાળો ઇવાન આવીને તોડી નાખે એટલા માટે કંઈ મેં મારી દાઢી નહોતી વધારી!' એમ એ બોલ્યો. અને એની બૈરી પડોશીઓ આગળ બડાઈ મારી કહેવા લાગી કે અમે તો ઇવાનને સજા કરાવી સાઇબીરિયા મોકલી દેવાનાં. આમ એ બળતામાં ઘી હોમાયું.

ભઠ્ઠીને મથાળે ડોસો સૂઈ રહેતો ત્યાં પડ્યા પડ્યા તેણે સમાધાન કરી લેવા પહેલેથી જ એ લોકોને સમજાવવા મહેનત કરી, પણ કોઈએ એનું કહેવું સાંભળ્યું નહિ. તેણે એમને કહ્યું કે 'છોકરાંઓ, આવી માલ વિનાની વાતમાં ઝઘડો કરો છો તે તમે તો સાવ અક્કલ વિનાનું કામ આદર્યું છે. જરાક વિચાર તો

કરો. એક ઈંડાની માસલતમાંથી આખો હોળો જાગ્યો છે. કોક છોકરાં લઈ ગયાં હશે એ ઈંડું—હશે, એમાં શું થઈ ગયું? એક ઈંડાની એવડી બધી શી કિંમત હતી? ભગવાન સૌને જોઈએ તેટલાં આપી રહે છે ઈંડાં! ને ધારો કે તમારી પડોશણે તમને કંઈક કવેણ કહ્યું હોય તોય શું—સુધારો: સુવેણ કેમ બોલવું એ જઈને એને બોલી બતાવો! તકરાર થઈ હોય તોય શું—હોય, એ તો એવું ચાલ્યા જ કરવાનું: આપણે સૌ પામર પ્રાણી છીએ, તો સમાધાન કરી નાખો અને બધી વાત પતાવી દ્યો! મનમાં ને મનમાં ખાર રાખી મૂકશો તો એથી તમને જ નુકસાન થશે.'

પણ જુવાનિયા વાજું આ ડોસાની સલાહ માને એમ નહોતું. એ લોકોને તો તેના શબ્દો સાઠી બુદ્ધિ નાઠીના નમૂના જેવા લાગ્યા. ઇવાનને થયું કે હું કંઈ મારા પડોશી આગળ મારી જાતને હીણી પડવા નહિ દઉં.

'મેં તો એની દાઢી ખેંચી જ નથી બિલકુલ,' તેણે કહ્યું. 'એ તો એણે પંડે પોતાના વાળ ખેંચી કાઢ્યા છે. પણ એના દીકરાએ આવીને મારા પહેરણનાં બધાં બોરિયાં તોડી નાખ્યાં અને પહેરણ ચીરી નાખ્યું—આમ જુઓ જરાક!'

આમ કહી ઇવાન પણ અદાલતમાં કામ ચલાવવા ઊપડ્યો. જસ્ટિસ ઑફ ધ પીસે તથા ડિસ્ટ્રિક્ટ કોર્ટે તેમના પર કામ ચલાવ્યું. એક બાજૂ અદાલતમાં એ કામ ચાલતું હતું ત્યાં ઘેર ગેબ્રિયલના ગાડાના પઈનો ખીલડો ગુમ થયો. ગેબ્રિયલના ઘરની બૈરીઓએ ઇવાનનો દીકરો તે ચોરી ગયાનું આળ મૂક્યું. એ લોકો તો કહે: 'રાતે અમારી બારી આગળ થઈને ગાડા નજીક જતાં અમે તેને જોએલો; અને અમારો એક પાડોશી કહે છે કે

તેણે તેને પીઠા ભણી જતો અને પીઠાના માલિકને એ ખીલડો આપતો દીઠેલો.'

એટલે વળી એ બાબત તેઓએ ફરિયાદ માંડી. અદાલતમાં આમ ચાલ્યું તો ઘેર તો કજિયા ને વિશેષમાં વળી મારામારી સિવાયનો એક દિવસ પસાર થતો નહિ. છોકરાં પણ પોતાનાં મોટેરાં પાસેથી શીખીને એક બીજાને ગાળો દેવા લાગ્યાં હતાં; ને બૈરીઓ જ્યારે નદીએ કપડાં ધોવા એકઠી થતી, ત્યારે કપડાં ચોળવામાં તેમના હાથ જેટલા ચાલતા હતા એથી વધુ બોલાચાલી કરવામાં તેમની જીભ ચાલતી હતી, ને બોલાચાલીમાં પણ એકેએક વેણ ખારભર્યું જ હતું.

પહેલાં તો આ ખેડૂતો એકબીજાનું વાંકું જ બોલતા, પણ પછી તેઓ એકબીજાની જે કંઈ ચીજ હાથ પડે તે ખરેખર ઉચાપત કરવા લાગ્યા, અને છોકરાં પણ તેમનું અનુકરણ કરવા લાગ્યાં. આ રીતે જિંદગી તેમને માટે વધુ ને વધુ કષ્ટમય બનતી ગઈ. ઇવાન શ્ચેરબાકોફ અને ગેબ્રિયલ લૂલો ગ્રામપંચાયત આગળ, ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં, અને જસ્ટિસ ઑફ ધ પીસ આગળ એકબીજા સામે સતત રીતે ફરિયાદ કરવા લાગ્યા, એટલે સઘળા ન્યાયાધીશો આખરે તેમનાથી થાકી ગયા. એકવાર ગેબ્રિયલ ઇવાનનો દંડ કરાવે અથવા એને કેદ કરાવે; તો પછી વળી ઇવાન એવી ને એવી સજા ગેબ્રિયલને કરાવીને સાટું વાળે; અને જેમ જેમ તેઓ પરસ્પર વધુ ને વધુ ખાર રાખતા ગયા તેમ તેમ તેમના ક્રોધમાં ઉમેરો જ થતો ગયો. એકબીજા પર તૂટી પડતા કૂતરા જેમ વધુ વધુ લડતા જાય તેમ વધુ વધુ ગુસ્સે થતા જાય તેની પેઠે જ તેમનું બન્યું. તમે એક કૂતરાને પાછળથી લગાવો એટલે એને એમ થવાનું કે પોતાનો સામાવાળિયો બીજો કૂતરો આવીને

પોતાને કરડી ગયો, ને એટલે પછી એનું ઝનૂન વધવાનું. આ ખેડૂતોનું પણ એવું જ હતું: એ લોકો અદાલતમાં ફરિયાદ માંડતા, એટલે એમાંથી એક જણનો દંડ થતો અથવા એકને કેદ મળતી, પણ એને પરિણામે એક બીજા સામેનો એમનો ક્રોધ તો વધતો જ જતો. 'તું ઊભો રહેને,' બન્ને જણ પરસ્પર કહેતા, 'તેં મને સજા કરાવી એનું સાટું હું બરાબર વાળી દઉં છું કે નહિ તે જો તું!' ને છ વરસ સુધી આમ ને આમ ચાલ્યા કર્યું. એક બીચારા ડોસાએ ભઠ્ઠી પર સૂતા સૂતા એમને ફરી ફરીને કહ્યા કર્યું: 'છોકરાંઓ, શું કરો છો આ બધું તમે? સાટું વાળવાનું આ બધું છોડી દ્યો તમે; સૌ સૌનું કામ સંભાળો ને એક બીજા પર ખાર ન રાખો—એથી તમારું ભલું થશે. જેમ વધારે ખાર રાખશો તેમ તમારું વધારે બૂરું થશે.'

પણ એ લોકો તેની વાત કાને ધરતા નહિ.

સાતમે વરસે, એક લગ્નપ્રસંગ હતો ત્યાં સૌની સમક્ષ ઇવાનના દીકરાની વહુએ ગેબ્રિયલ પર આળ મૂક્યું કે એ તો ઘોડાની ચોરી કરતાં પકડાએલો, અને એ રીતે લોકોમાં એની આબરૂ પાડી. ગેબ્રિયલ આ વખતે દારૂ ચડાવીને આવ્યો હતો એટલે એનો મિજાજ હાથમાં રહ્યો નહિ, અને તેથી એ બાઈને એણે એવા જોરથી લાત મારી કે અઠવાડિયા સુધી તે પથારીવશ રહી, કેમકે એ વખતે તે સગર્ભા હતી. આ પરિણામથી ઇવાનને આનંદ થયો. એ તો એકદમ ફરિયાદ કરવા માજિસ્ટ્રેટ આગળ ઊપડ્યો. 'હવે જોઈ લે એ, એના ગોટલાંચોટલાં ઉડાડી મૂકું છું કે નહિ હું. આ વખતે કાં તો એને જેલની સજા થવાની, ને નહિ તો સાઇબીરિયા જવું પડવાનું. પણ આ વખતે એ બચવા પામવાનો નથી.' પણ ઇવાનની ધારણા બર આવી નહિ, કેમકે માજિસ્ટ્રેટે

એનો મુકદ્દમો કાઢી નાખ્યો. બાઈના શરીરની તપાસ કરી જોઈ તો તે બરાબર હાલીચાલી શકતી હતી તેમ બીજા કોઈ ઘાની નિશાની તેના શરીર પર માલૂમ પડી નહિ. ત્યાં કામ પાર પડ્યું નહિ એટલે ઇવાન જસ્ટિસ ઑફ ધ પીસની પાસે ગયો, પણ તેણે એ કામ ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં લઈ જવાનું કહ્યું. એટલે ઇવાન ડિસ્ટ્રિક્ટ કોર્ટના આંગણામાં આંટા મારવા લાગ્યો. ત્યાં જઈ તેણે શિરસ્તેદાર તથા ચોપદારને શરાબ પાઈ રાજી કર્યા, અને તેમની મદદ વડે ગેબ્રિયલને ફટકાની સજા કરાવી. શિરસ્તેદારે ગેબ્રિયલને સજા સંભળાવી કે: 'અદાલતનો હુકમ છે કે ખેડૂત ગેબ્રિયલ ગોર્ડીવને બર્ચના ડંડા વડે ડિસ્ટ્રિક્ટ કોર્ટના ચોગાનમાં વીસ ફટકા લગાવવા.'

સજા સંભળાવી ત્યારે ઇવાન પણ ત્યાં હાજર હતો, એટલે ગેબ્રિયલ પર એની અસર કેવી થાય છે તે જોવા તેણે એના ભણી નજર કરી તો ગેબ્રિયલનો ચહેરો પૂણી જેવો ધોળો થઈ ગયો, અને આડું જોઈને તે બહાર ચાલીમાં આવ્યો. ઇવાન એની પાછળ પાછળ ગયો અને પોતાના ઘોડા પર બેસવા જતો હતો ત્યાં ગેબ્રિયલના શબ્દ તેના કાને અથડાયા: 'બહુ સારું! એ મને વાંસામાં ફટકા મરાવશે, એટલે મારો વાંસો બળશે; પણ એની તો વાંસા કરતાંએ કંઈક કિંમતી ચીજ બળી જવાની છે.'

આ સાંભળીને તરત ઇવાન અદાલતમાં પાછો આવ્યો અને બોલ્યો: 'નેક ન્યાયાધીશ સાહેબો! એ તો મારા ઘરને આગ લગાડવાની ધમકી આપે છે! જુઓ, સાંભળો: બધા સાક્ષી સાંભળતાં તેણે એવું કહ્યું.'

ન્યાયાધીશે ગેબ્રિયલને પાછો બોલાવી પૂછ્યું: 'તેં એવું કહ્યું એ સાચી વાત?'

'મેં તો કંઈ કર્યું નથી. તમારા હાથમાં સત્તા છે, તે તમે તમારે મારો ફટકા મને. આ તો જાણે કંઈ વાંકગુનો ન હોય તોય મારે એકલાને જ સજા ભોગવવાની, અને એને તો મનમાં આવે એમ કરવાની સદર પરવાનગી.'

ગેબ્રિયલ હજુ કંઈક વધુ બોલવા જતો હતો, પણ તેના હોઠ ને ગાલ ધ્રૂજવા લાગ્યા એટલે તેણે દીવાલ તરફ મોઢું ફેરવી નાખ્યું. તેના ચહેરાનો દેખાવ જોઈને ન્યાયાધીશ વગેરે અધિકારી-ઓને પણ ધાસ્તી લાગી: 'આ માણસ તો ક્યાંક પંડને અથવા એના પાડોશીને ઇજા કરી બેસશે.'

એટલે વડો ન્યાયાધીશ બોલ્યો: 'ભલા આદમીઓ, આમ જુઓ. જરાક સમજણ રાખો ને ડાહ્યા થઈને અંદર અંદર સમાધાન કરી લ્યો. અલ્યા ભાઈ ગેબ્રિયલ, ભારેવાઈ બૈરીને તેં લાત મારી એ કંઈ સારું કહેવાય? એ તો નસીબદાર તે કંઈ વાંધો ન આવ્યો, નહિ તો કેવું માઠું પરિણામ આવ્યું હોત એનો જરાક વિચાર તો કરી જો! બોલ, એ કંઈ ઠીક કર્યું તેં? ત્યારે હવે બીજું કંઈ ન કરતાં જઈને તું તારો વાંક એના આગળ કબૂલ કરી દે ને તેની ક્ષમા માગ, એટલે એ તને માફ કરશે ને અમે અમારી સજા રદ કરશું.'

શિરસ્તેદારે આ શબ્દો સાંભળ્યા એટલે તે બોલી ઊઠ્યો: 'કલમ ૧૧૭ પ્રમાણે એ વાત અશક્ય છે. બન્ને પક્ષ વચ્ચે સમાધાન ન થયું ત્યારે તો અદાલતે ચુકાદો આપ્યો છે, એટલે હવે તો એ ચુકાદા પ્રમાણે અમલ થવો જ જોઈએ.'

પણ ન્યાયાધીશે એ શિરસ્તેદારની વાત કાને ધરી નહિ.

'હવે ભાઈ, મૂંગો રહે ને તું,' તે બોલ્યો. 'પહેલામાં પહેલો કાયદો કોઈ હોય તો તે એ કે ઈશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તવું, ને

ઈશ્વરને તો સદાએ સલાહશાંતિ જ ગમે છે.' એમ કહી એ ન્યાયાધીશ ફરી એ ખેડૂતોને સમજાવવા લાગ્યો, પણ તેમાં તેનું કંઈ વળ્યું નહિ, કેમકે ગેબ્રિયલે તેની વાત લક્ષમાં લીધી નહિ.

'આવતી સાલ મને પચાસ વરસ થશે,' તે બોલ્યો. 'ઘેર મોટો બધો પરણેલો દીકરો છે. આટલી જિંદગીમાં મને કોઈ દહાડો ફટકાની સજા થઈ નથી, ને આજે એ શીળીના ઘોબા-ચાળા ઇવાને મને ફટકા મારવાની સજા કરાવી, તોય શું મારે એની આગળ જઈને એની માફી માગવી? ના; મેં કંઈ થોડું વેઠયું નથી... ઇવાનને પણ હવે ખબર પડશે બરાબરની!'

ફરી વળી ગેબ્રિયલના અવાજમાં ધ્રુજારી આવી એટલે તે આગળ બોલી ન શક્યો, તેથી મોં ફેરવીને તે બહાર ચાલ્યો ગયો.

અદાલતથી ગામ સાત માઈલ છેટું હતું, એટલે ઇવાન ઘેર આવ્યો ત્યાં તો મોડું થવા માંડયું હતું. આવીને તેણે ઘોડા પરથી પલાણ ઉતારી એને તબેલામાં બાંધ્યો, અને પછી પોતાના ઘરમાં દાખલ થયો. અંદર આવીને જોયું તો ત્યાં કોઈ હતું નહિ. બૈરાં બધાં ચરવા ગએલાં ઢોરને ઘેર હાંકી લાવવા ગયાં હતાં, ને જુવાનિયા હજુ ખેતરેથી પાછા આવ્યા નહોતા. એટલે અંદર આવીને ઇવાન નીચે બેઠો ને વિચારમાં પડયો. સજા સાંભળીને ગેબ્રિયલ ધોળો પૂણી જેવો થઈ ગએલો, ને પછી તેણે પોતાનું મોઢું દીવાલ ભણી ફેરવી નાખેલું એ આખું દૃશ્ય એને યાદ આવ્યું ને એથી એના દિલમાં ગમગીની થઈ. પોતાને જ આવી સજા થઈ હોય તો પોતાને કેટલું બધું લાગી આવે એવો વિચાર એને આવ્યો, અને એ વિચારે એને ગેબ્રિયલ પર દયા આવી. એટલામાં ઉપર ભઠ્ઠીને મથાળે સૂતેલા પોતાના બુઢ્ઢા બાપની ઉધરસનો અવાજ સાંભળ્યો, અને તેને બેઠો થઈ, પગ નીચે

આણી, જેમ તેમ કરીને હેઠે ઊતરતો દેખ્યો. પછી એ ડોસો ઘસડાતો ઘસડાતો ધીરે ધીરે એક ઠેકાણે આવી બેસી ગયો. આટલી મહેનતથી તે તદ્દન થાકી ગયો હતો, એટલે ઝાઝી ઘડી સુધી તેને ઉધરસ આવ્યા કરી અને ગળામાંથી બળખો નીકળ્યો ત્યારે જ તે શાન્ત થઈ. પછી એક ટેબલને અઢિંગણ દઈને તેણે પૂછ્યું: 'કાં, પછી એને સજા થઈ?'

'હા, ડંડાના વીસ ફટકાની સજા થઇ,' ઇવાને જવાબ આપ્યો. ડોસાએ પોતાનું માથું ધુણાવ્યું.

'ખોટું થાય છે હો આ,' તેણે કહ્યું. 'ઇવાન, તું ખરાબ કામ કરે છે. અરે! ભારે ખરાબ છે આ તો—ને ખરાબ થાય છે તે એના કરતાં તારું વધારે ખરાબ થાય છે!...ઠીક, તું કહે છે તેમ એ લોકો એને ફટકા લગાવશે, પણ એથી તારું કંઈ સારું થવાનું છે?'

'એ ફરીથી એવું નહિ કરે,' ઇવાને કહ્યું.

'શું એ ફરીથી નહિ કરે? તારાથી ખરાબ એણે એવું શું કરી નાખ્યું છે?'

'કેમ, મને એણે કેટલું બધું નુકસાન કર્યું એનો જરા ખ્યાલ તો આણો!' ઇવાને કહ્યું. 'મારી બૈરીને એણે મરણતોલ માર માર્યો, ને હવે આપણને સૌને ફૂંકી મારવાની ધમકી આપે છે. આવા કામા કરે એના જઈને શું મારે પગ પૂજવા?'

ડોસો નિસાસો નાખી બોલ્યો: 'ઇવાન, તું બહાર વિશાળ દુનિયામાં ફરે છે ને હું આટલાં વરસથી આંહીં ભઠ્ઠી ઉપર પડ્યો રહું છું, એટલે તને એમ લાગતું હશે કે તું બધું દેખે છે અને હું તો જાણે કંઈએ દેખતો જ નથી. પણ એલા છોકરા! ખરી વાત તો એ છે કે તું જ કંઈ દેખતો નથી, કેમકે ખારથી

તારી આંખ આંધળી થઈ ગઈ છે. બીજાના દોષ તારી આંખ આગળ તરે છે, પણ તારા પંડના તો તું પીઠ પાછળ સંતાડી રાખે છે. ભાઈ બોલ્યા, "એણે ખોટું કર્યું!" એ તે કંઈ વાત છે! જો એ એકલો જ ખોટું કરતો હોય, તો પછી તકરાર થાય જ શાની? માણસમાં તકરાર થાય છે તે શું કદી એક જ જણને લીધે થાય છે? તકરાર હંમેશાં બે જણ વચ્ચે થાય છે. એની દુષ્ટતા તું દેખે છે, પણ તારી પંડની તું નથી દેખતો. એ દુષ્ટ હોય, પણ તું પોતે જો ભલો હોય, તો બિલકુલ તકરાર થાય નહિ. એની દાઢીના વાળ કોણે ખેંચી કાઢેલા? એની ગંજી કોણે બગાડી નાખેલી? એને અદાલતમાં કોણ ઘસડી ગયું? અને છતાં બધો વાંક તું એના ઉપર ઓઢાડે છે! જે ખોટું છે તે તો એ છે કે તારું પોતાનું જીવન ખરાબ છે. મારું જીવન તારા જેવું નહોતું હો, છોકરા, ને મેં તને શીખવેલી તે પણ આવી રીતભાત નહિ શીખવેલી. એનો વૃદ્ધ બાપ અને હું જે જીવન ગાળતા તે શું આવી જાતનું જીવન હતું? અમે કેવું જીવન ગાળતા એ જાણે છે? સાચા પડોશીઓએ ગાળવું જોઈએ એવું જીવન અમે ગાળતા. એને ત્યાં લોટ થઈ રહ્યો હોય તો ઘરમાંથી કોઈ બાઈ આવીને કહે, "ટ્રોલકાકા, અમારે થોડો લોટ જોઈએ છે." એટલે હું કહું કે "બેટા, કોઠારમાં જઈ જોઈએ તે લઈ લે." એના ઘોડાને ગૌચરમાં ચરાવવા લઈ જનાર કોઈ ન હોય તો હું કહેતો કે "જા, અલ્યા ઇવાન, અને ઘોડાની નજર રાખ." એ જ રીતે મારે કંઈ વસ્તુનો ખપ પડ્યો હોય તો હું જઈને કહેતો, "ગોર્ડેકાકા, મારે ફલાણી ફલાણી વસ્તુ જોઈએ છે," એટલે એ બોલતો કે "લ્યો, લઈ જાઓ, ટ્રોલકાકા." અમારો સંબંધ તો આવો હતો, અને તેથી અમારા દહાડા સુખચેનમાં જતા. પણ અત્યારે?... તે દિવસે પેલો

સિપાઈ આવેલો તે પ્લેવ્નાની[1] લડાઈની વાતો આપણી આગળ કરતો'તો. પણ, તમારા બે વચ્ચે એ પ્લેવ્ના કરતાં પણ વધુ ભયંકર લડાઈ જામી છે. આવું તે હોતું હશે કંઈ જીવન?...આ તે કેવું પાપ આચરી રહ્યા છો? તું પીઢ વયનો આદમી છે, ને ઘરનો ધણી છે, એટલે આ બધું થઈ રહ્યું છે તેનો જવાબ તારે આપવો પડશે. ઘરનાં બૈરાંછોકરાં આગળ આ બધાથી તું કેવો દાખલો બેસાડે છે? કૂતરાંની પેઠે ઘૂરકવાનો ને બચકાં ભરવાનો જ ને? જોને, આ તારો અલ્લડ ટારાસ્કો જ તે દિવસે પડોશની ઇરીનાને ગાળો ભાંડતો'તો ને એના ચાળા પાડતો'તો; છોકરાની મા એ વખતે ઊભી ઊભી બધું સાંભળતી'તી ને ખડખડ હસતી'તી. એ કંઈ ઠીક કહેવાય? આ બધાનો જવાબ તારે દેવો પડશે. તારા આત્માના કલ્યાણનો તો વિચાર રાખ. આ બધું થાય છે તે ઘટિત છે? તું મને એક અપશબ્દ સંભળાવ એટલે હું તને સામા બે સંભળાવવાનો; તું મને એક ધુમ્મો માર એટલે હું તને સામા બે મારવાનો. ના, ના, છોકરા, ભગવાન ક્રાઇસ્ટ પૃથ્વી પર વિચરતા હતા ત્યારે એમણે તો આપણને જુદી જ જાતના જીવનનો બોધ આપેલો... એમણે તો કહેલું કે કોઈ તમને કડવું વેણ કહે તો તમારે મૂંગા રહેવું, એટલે એનું પોતાનું અંતર એને ચટકા ભરશે. ક્રાઇસ્ટ ભગવાનનો તો એવો ઉપદેશ હતો. એ તો કહેતા કે કોઈ એક ગાલે તમાચો મારે તો બીજો ગાલ તેની આગળ ધરવો. "લે, હું મારને લાયક હોઉં તો આ લે માર મને!" એમ કહીને બીજો ગાલ ધરવો, એટલે એનો પોતાનો અંતરાત્મા એને ઠપકો આપશે. પછી એ એની

૧. પ્લેવ્ના એ બલ્ગેરિયામાં આવેલું શહેર છે. ૧૮૭૭ના વિગ્રહમાં તુર્કો ને રશિયનો વચ્ચે એક ખૂનખાર લડાઈ તે જગાએ થએલી.

મેળાએ ટાઢો પડીને તમારી વાત સાંભળશે. એવો બોધ એમણે તો આપ્યો છે, કંઈ અભિમાન રાખવાનું એમણે નથી કહ્યું... કેમ અલ્યા, બોલતો કેમ નથી? કેમ, મારી વાત બરાબર નથી?'

ઇવાને મૂંગા બેઠા બેઠા સાંભળ્યા કર્યું.

ડોસાને ઉધરસ આવી ને મુશ્કેલીથી બળખો કાઢી તે ફરી આગળ બોલવા લાગ્યો: 'તું શું એમ ધારે છે કે ક્રાઇસ્ટ ભગવાને આપણને ખોટો ઉપદેશ આપેલો? એમણે તો આપણા પોતાના જ ભલાને માટે ઉપદેશ આપેલો. તારું દુનિયાદારી જીવન જ તું તપાસી જોને; આ ગ્લૅબ્નાની લડાઈ તમારી વચ્ચે શરૂ થઈ ત્યારથી તારી દશા આગળ કરતાં સારી થઈ કે ઊલટી ખરાબ? આ અદાલતના કામકાજમાં જ વારંવાર વાહન જોડીને આવવું જવું અને માર્ગમાં ખાવું પડે તેના પૈસા આપવા એ બધા કામકાજમાં જ તારે કેટલા પૈસાનું પાણી કરવું પડ્યું તેનો જ આંકડો કાઢને તું. તારા છોકરા મોટા થઈને કેવા મઝાના જુવાનજોધ બની ગયા છે! પણ હવે તારાં સાધનો ઘટવા માંડ્યાં છે અને તે શાથી? એ બધું આ તારી મૂરખાઈ ને તારા અભિમાનથી. તારે તો તારા છોકરાને સાથે લઈને અત્યારે ખેતર ખેડવાનું હોય તથા જાતે વાવણી કરવાની હોય, પણ તને તો સેતાન ઉશ્કેરીને લઈ જાય છે ન્યાયાધીશ કને કે કોઈ દમ વિનાના કજિયાદલાલ કને. આથી ખેતર ખેડવાનું કે વાવવાનું કામ વખતસર થતું નથી અને તેથી ધરતીમાતા પૂરતો પાક ધારણ કરી શકતી નથી. આ સાલ 'ઓટ'નો પાક શાથી બગડ્યો? તેં એની વાવણી ક્યારે કરેલી? શહેરમાંથી પાછા આવ્યા પછી તેં વાવણી કરેલી. ને એથી તને શો લાભ થયો? ઊલટો તારે ખભે ઉપાડવો પડે એવો બોજો આવી પડ્યો...

મારે છોકરા, આપણે તો આપણા ખેડના કામમાં જ મશગૂલ રહેવું. તારા દીકરાઓને સાથે રાખી ખેતરમાં તેમ ઘેર કામ કરવા લાગ, અને કોઈ તને કંઈ ઇજા કરે તો ઈશ્વરની આજ્ઞાને અનુસરી તેને માફી આપ. એમ કરીશ તો જીવન સરળ બની જશે અને તારું હૈયું પણ હળવુંફૂલ રહેશે.'

ઇવાન મૂંગો જ રહ્યો.

"ઇવાન, બેટા, તારા વૃદ્ધ પિતાની વાત સાંભળ! ઝટ જઈને કાબરા ઘોડા પર પલાણ નાખી સરકારી ઑફિસે જા, આ બધી તકરારનો નિકાલ લાવ, અને સવારે ગેબ્રિયલ પાસે જઈ ઈશ્વરની ખાતર એની સાથે સમાધાન કરી, કાલે પર્વનો દિવસ છે (ભગવતી મેરીની જયંતીની આગલી સાંજે આ વાત થએલી) એટલે એને આપણે ત્યાં નોતરી લાવ. એ વખતે ચા કરવી, વોડકાની એક શીશી તૈયાર રાખવી, ને પછી આ બધી જ બૂરી તકરારનો અંત લાવી દેવો એટલે પછી ભવિષ્યમાં એવું કશું કદી થવા પામે નહિ. ઘરમાં બૈરાંછોકરાંને પણ સૌની સાથે એ જ રીતે સમાધાન કરવાનું કહી દેવું.'

ઇવાને નિસાસો નાખ્યો. એને મનમાં થયું કે 'એ કહે છે એ વાત સાચી છે,' અને એ વિચારે એનું દિલ હળવું થયું. હવે ફક્ત વાંધો એટલો જ રહ્યો કે બગડી બાજી સુધારવાની કેવી રીતે શરૂઆત કરવી તે એને સૂઝ્યું નહિ.

પણ જાણે ઇવાનના મનની મૂંઝવણ પોતે કળી ગયો હોય એવી રીતે ડોસાએ ફરી આગળ બોલવા માંડ્યું:

'ઇવાન, જા, એમાં પછી ઢીલ કરતો નહિ. આગ વધે એ પહેલાં જ બુઝાવી નાખ, નહિ તો પછી વખત ચાલ્યો જશે.'

ડોસો આગળ બોલવા જતો હતો, પણ ત્યાં તો બાઈઓ

બધી કાબરની પેઠે કલબલ કરતી અંદર આવી. ગેબ્રિયલને ફટકા મારવાની જે સજા થએલી અને ઘરને આગ લગાડવાની તેણે જે ધમકી આપેલી તેના ખબર આ બાઈઓને ક્યારના મળી ગયા હતા. એ બધી વાત એમણે સાંભળેલી અને એમાં પોતાના તરફથી એમણે મીઠુંમરચું ભભરાવેલું. વળી ગૌચર ઉપર એમને ગેબ્રિયલના ઘરની બાઈઓ સાથે બોલાચાલી પણ થએલી. એટલે ઘેર આવીને એમણે તો વાત કહેવા માંડી કે ગેબ્રિયલના દીકરાની વહુ ફરી કામ ચલાવવાની ડરામણી દેતી હતી: ગેબ્રિયલ માજિસ્ટ્રેટને મળી આવ્યો એટલે આ વખતે એ તેનો પક્ષ લેવાનો ને આખો કેસ પહેલેથી છેલ્લે સુધી ઊંધોચત્તો કરી નાખવાનો; અને ત્યાંના શાળાશિક્ષકે ગેબ્રિયલના વતી ઇવાન વિરુદ્ધ એક અરજી લખી આપી છે, આ વખતે તો ખુદ ઝાર પર જ લખી આપી છે, અને એ અરજીમાં એકેએક વાત—ગાડાના ખીલડાની તેમ શાકભાજીના વાડાની પણ, એમ એકેએક વાત—લખી છે, એટલે થોડા જ દહાડામાં ઇવાનનું અડધું ઘર પોતાને મળી જવાનું. ઇવાન બેઠો બેઠો એમની આ બધી વાત સાંભળતો હતો, એટલે તેનું હૃદય ફરી પાછું ભાવહીન નિષ્ઠુર બની ગયું અને ગેબ્રિયલ સાથે સમાધાન કરવાનો બધો વિચાર તેણે માંડી વાળ્યો.

ખેતરધણીને ખેતરમાં હમેશાં ઘણું કામ કરવાનું હોય છે, એટલે ઇવાન આ બાઈઓ સાથે વાતો કરવા ન રહેતાં ખળામાં અને કોઠારમાં ગયો. ત્યાં તેણે બધું સાફસૂફ કર્યું એટલામાં સૂર્ય આથમી ગયો અને જુવાનિયા બધા ખેતરેથી ઘેર પાછા આવી ગયા. બે છોકરા બે ઘોડા લઈને શિયાળુ પાકની તૈયારી માટે જમીન ખેડતા હતા. ઇવાન એમને મળ્યો, એમના કામકાજ વિશે એમની સાથે વાતચીત કરી, એકેએક ચીજ ઠેકાણાસર મૂકવામાં એમને

સાથ આપ્યો, ઘોડાનું જોતર તૂટી ગયું હતું તે સમારવા માટે જુદું મૂક્યું, અને પછી કોઠારમાં ગાડાનાં થોડાં આડાં મૂકવા જતો હતો, પણ સાવ અંધારું થઈ ગયું હતું, એટલે એ આડાં બીજા દિવસ સુધી ત્યાં ને ત્યાં પડ્યાં રાખવાનો તેણે ઠરાવ કર્યો. પછી ઢોરને તેણે નીરણ કરી, ખડકી ઉઘાડી રાતે પહર ચરાવવા માટે ટારાસ લઈ જવાનો હતો તે ઘોડાંને છોડી બહાર જવા દીધાં, ને એ બહાર નીકળ્યાં એટલે ફરી ખડકી બંધ કરી ભોગળ વાસી દીધી. 'હવે વાળુ કરીને પથારીભેગો થઈ જાઉં' એમ તેને વિચાર આવ્યો એટલે ઘોડાનું જોતર લઈ તે ઘરમાં આવ્યો. આટલી વારમાં ગેબ્રિયલ વિશેની બધી વાત તેમ એ સંબંધમાં તેના પિતાએ તેને આપેલી શિખામણ એ સઘળું તે ભૂલી ગયો હતો, પણ જેવું તેણે ઓશરીમાં આવવા બારણાનું કડું પકડ્યું તેવો જ વંડીની પેલી બાજૂથી કોઈને ભાંડતા પોતાના પડોશીનો ઘોઘરો અવાજ સાંભળ્યો. 'સેતાન લઈ જાય એને!' ગેબ્રિયલ બોલતો હતો. 'એ તો મારી નાખ્યાના જ બરનો છે!' આ વેણ સાંભળીને પોતાના પડોશી પ્રત્યેની ઇવાનની સઘળી વેરવૃત્તિ પાછી જાગ્રત થઈ. ગેબ્રિયલ ગાળો ભાંડતો હતો ત્યાં સુધી એ કાન માંડીને ઊભો રહ્યો, અને જ્યારે ગેબ્રિયલ બોલતો બંધ પડ્યો ત્યારે ઇવાન ઘરમાં આવ્યો.

ઘરમાં દીવો બળતો હતો, તેના દીકરાની વહુ કાંતતી હતી, તેની વહુ વાળુ તૈયાર કરતી હતી, તેનો મોટો દીકરો છાલના જોડા બનાવવા મોટા લીરા કરતો હતો, બીજો દીકરો ચોપડી લઈને ટેબલ આગળ બેઠો હતો, અને ટારાસ ઘોડાંને રાતના ચરાવવા માટે ગૌચર ભણી જવાની તૈયારી કરતો હતો. આમ ઘરમાં બધે આનંદ ને પ્રકાશ પથરાઈ રહ્યો હતો—એક આ હરામખોર પડોશીનું પાપ જો ન નડતું હોયને તો બસ!

આમ ગમગીનીમાં ખિજાતો ખિજાતો ઇવાન ઓરડામાં આવ્યો, આવીને બાંકડા પર બેઠેલી બિલાડીને ઝાલીને તેણે નીચે ફેંકી દીધી, અને ગંદા પાણીનું પીપ યોગ્ય જગ્યાએ કેમ નથી મૂક્યું એમ કહી ઘરનાં બૈરાંને ધમકાવવા માંડ્યાં. તે એકદમ હતાશ બની ગયો, અને ભવાં ચડાવીને ઘોડાનું જોતર સમારવા બેઠો. ગેબ્રિયલે અદાલતમાં જે ધમકી આપેલી, તથા હમણાં જ ઘોઘરા અવાજે 'એ તો મારી નાખ્યાના જ બરનો છે' એવાં જે વેણ કોઈને વિશે કાઢેલાં તે એના કાનમાં ગાજ્યા કરતાં હતાં.

તેની બૈરીએ ટારાસને વાળુ પીરસ્યું. વાળુ કરીને ટારાસે પોતાનો જૂનો ચામડાનો ડગલો તથા બીજો એક કોટ ચડાવ્યા, કમરે એક પટ્ટો બાંધ્યો, પોતાની સાથે થોડું ભાથું લીધું, અને પછી ઘોડાં ચરાવવા ઊપડ્યો. ઇવાનનો મોટો દીકરો તેને મૂકવા જતો હતો ત્યાં તેને બદલે ઇવાન પોતે જ ઊભો થયો અને બહાર ખડકી આગળ ગયો. બહાર ઘોર અંધારું થઈ ગયું હતું, આકાશમાં વાદળાં જામ્યાં હતાં, અને પવન ફૂંકાવા લાગ્યો હતો. ઇવાન પગથિયાં ઊતરીને નીચે ગયો, પોતાના છોકરાને મદદ કરીને ઘોડી પર બેસાડ્યો, તેની પાછળ એક વછેરાને ચાલતો કર્યો, ને ટારાસે ઘોડો દોડાવ્યો ને બીજા છોકરા પોતાનાં ઘોડાં લઈને તેના સાથમાં જોડાયા તેનો અવાજ ગામમાંથી આવતો હતો તે સાંભળતો ઊભો. આ બધાનો અવાજ આવતો તદ્દન બંધ પડ્યો ત્યાં સુધી ઇવાન ત્યાં ને ત્યાં ઊભો રહ્યો. ખડકી આગળ તે આમ ઊભો હતો એ વખતે 'જોઈ રાખજે ને, તારું કંઈક મારા કરતાં પણ વિશેષ બળી જવાનું છે એ ધ્યાનમાં રાખજે,' એ ગેબ્રિયલના બોલ તેને ફરી પાછા સાંભરી આવ્યા ને તે કેમે કરતાં પોતાના મગજમાંથી કાઢી શક્યો નહિ.

'એ તો મરણિયો માણસ છે,' ઇવાનને વિચાર આવ્યો.

'ઘરમાં અત્યારે એકેએક વાનું સૂકું છે, ને ઓછામાં પૂરો વળી અત્યારે ભારે પવન નીકળ્યો છે. પછવાડેથી ક્યાંક એ આવી પહોંચશે, કશાકને આગ લગાડી દેશે, અને પછી નાસી જશે. એ લુચ્ચો ઘરને બાળીને ભસ્મ કરી મૂકશે, અને છતાં એ પોતે પકડાવાનો નહિ!... આહા, બરાબર આગ લગાડતો હોય એ વખતે જો કોઈ એને પકડે ને તો પછી એ બિલકુલ ચસકવા પામે નહિ હોં!' અને આ વિચાર એના ચિત્તમાં એટલો સજ્જડ ચોંટી ગયો કે પગથિયાં ચડીને ઉપર ન જતાં તે બહાર શેરીમાં ગયો અને ચકરાવો લઈને ખૂણા આગળ આવ્યો. 'હું આ મકાનની આસપાસ જરા આંટો મારું: એણે શું ધાર્યું હશે એની કોને ખબર?' આમ વિચાર કરતો ધીમે પગલે આવી ઇવાન ખડકી બહાર નીકળ્યો. ખૂણા આગળ પહોંચ્યો કે તરત વંડી ભણી જોતાં, જાણે કોઈ બહાર આવીને એકાએક અદૃશ્ય થઈ ગયું હોય એવી રીતે, કોઈકને તેણે એકદમ સામા ખૂણા તરફ ખસતું દેખ્યું. એટલે ઇવાન ચાલતો અટકી ગયો અને કાન માંડીને તથા આંખો તાકીને તે શાન્ત ઊભો રહ્યો. સર્વત્ર શાન્તિ ફેલાઈ ગઈ હતી. ફક્ત છૈયાંનાં પાંદડાંનો પવનમાં મંદ ખખડાટ થતો હતો તથા છાપરાના છાજનો અવાજ આવતો હતો. શરૂઆતમાં તો ઘોર અંધારું લાગતું હતું, પણ તેની આંખો અંધારાથી ટેવાઈ ગઈ એટલે તે દૂરનો ખૂણો, ત્યાં પડેલું એક હળ, અને ઉપરના છાપરાની પાંખ એ તેણે જોયું. ઘડીવાર નજર કરી પણ તેણે કોઈને દીઠું નહિ.

'મને લાગે છે એ તો મારી ભ્રમણા જ હતી,' ઇવાનને વિચાર આવ્યો. 'પણ છતાં હું આસપાસ આંટો તો મારું.' આમ વિચાર કરી ઇવાન એકઢાળિયાની બાજુમાં થઈને ચૂપકીથી

ચાલ્યો. ઇવાને ઝાડની છાલના જોડા પહેર્યા હતા અને તે એવાં ધીમાં પગલે ચાલતો હતો કે તે પોતે પણ પોતાનાં પગલાંનો અવાજ સાંભળી શકતો નહોતો. તે દૂરને ખૂણે પહોંચ્યો તેવામાં હળની નજીકમાં પળવાર કશોક ભડકો થઈને અદૃશ્ય થતો હોય એવું લાગ્યું. આ જોઈને ઇવાનને છાતીમાં ઘા વાગ્યો હોય એવું થયું અને તે એકદમ અટકી ગયો. તે અટક્યો કે તરત એની એ જ દિશામાં પહેલાં કરતાં પણ વધારે તેજસ્વી ભડકો થયો, અને માથે ટોપી પહેરેલા એક માણસને, પોતાના ભણી તેની પીઠ દેખાય એવી રીતે ચૂપકીથી ચાલતો અને પોતાના હાથમાં રાખેલો ઘાસનો એક પૂળો સળગાવતો તેણે સ્પષ્ટ રીતે જોયો. એટલે ઇવાનનું હૈયું પક્ષીની પેઠે ફફડી ઊઠ્યું. જાતમાં હતું તેટલું બધું જોર અજમાવીને, પોતાના પગનું પણ ભાન ન રહે એવા આવેશમાં મોટા લાંબા મારતો તે એ જગ્યાએ પહોંચ્યો. 'હા!' ઇવાન મનમાં બોલી ઊઠ્યો, 'હવે આ વખતે એ નહિ છટકવા પામે! આગ લગાડતો હશે એ વખતે જ હું એને સપડાવીશ!'

ઇવાન હજુ થોડેક છેટે હતો ત્યાં તેણે ઝળહળતો પ્રકાશ દીઠો, પણ આ પ્રકાશ અગાઉ જોએલો તે જ સ્થળે નહોતો, તેમ અગાઉ જેવા નાનકડા ભડકાનો પણ નહોતો. ઘરનું છાજ પાંખ આગળથી સળગી ઊઠ્યું હતું, તેની જ્વાળાઓ છેક ઉપરના છાપરા સુધી પહોંચતી હતી, અને એ છાપરાની પાંખ નીચે ઊભેલા ગેબ્રિયલની સમગ્ર આકૃતિ સ્પષ્ટરૂપે જોઈ શકાતી હતી.

શકરો લાવરી પર તૂટી પડે એવી રીતે ઇવાન ગેબ્રિયલ લૂલા ભણી ધસ્યો. 'આ વખતે હું બરાબર પકડવાનો; હવે એ નહિ છટકી જાય!' એમ તેના મનમાં થયું. પણ ગેબ્રિયલે તેનાં પગલાંનો અવાજ સાંભળ્યો હશે, એટલે આજૂબાજૂ નજર નાખીને

કોઠારની પડખે થઈને ગમેતેમ તજવીજ કરીને તે સસલાની પેઠે સટકી ગયો.

'તું નહિ છટકી શકે!' એમ ચીસ પાડતો ઇવાન તેની પાછળ દોડ્યો.

તે ગેબ્રિયલને પકડવા જતો હતો તેવામાં જ પેલો યુક્તિથી બાજૂ પર ખસી જઈને છટકી ગયો; પણ ઇવાને તજવીજ કરીને તેના ડગલાની ચાળ પકડી લીધી. એ ચાળ તો સીધેસીધી ચિરાઈ ગઈ, એટલે ઇવાન એકદમ પડી ગયો. ફરી પાછો તે ઊભો થઈ ગયો અને 'એ... વહારે ધાજો! દોડજો! પકડો એ ચોરને, ખૂનીને!' એમ બૂમો પાડતો તે એની પાછળ ફરી પાછો દોડ્યો. પણ એટલામાં ગેબ્રિયલ પોતાની ખડકી આગળ પહોંચી ગયો હતો ત્યાં ઇવાને તેને પાછો પકડી પાડ્યો, અને તે એને ઝાલવા જતો હતો એવામાં, જાણે તેને જડ બનાવી દે એવો કોઈ પથ્થર લમણામાં વાગ્યો હોય એવો સજ્જડ સપાટો ઇવાન પર પડ્યો. આ ઘા મારનાર ગેબ્રિયલ જ હતો. ખડકી આગળ પડેલી ઓકની એક ફાચર લઈને પોતાના પંડમાં હતું તેટલું જોર અજમાવીને એણે તેને એ મારી હતી.

ઇવાન બેભાન બની ગયો; તેની આંખ આગળ આગના તણખા ઊડવા લાગ્યા, પછી એની આંખે અંધારાં આવ્યાં અને બધું ચક્કર ચક્કર ઘૂમવા લાગ્યું. તેને ભાન આવ્યું ત્યારે ગેબ્રિયલ ત્યાં નહોતો; આસપાસ દિવસના જેટલો પ્રકાશ દેખાતો હતો, અને પોતાનું ઘર હતું એ દિશામાંથી, જાણે કોઈ એંજિન કામ કરતું હોય એવો જબરી તડતડાટીનો મોટો અવાજ આવતો હતો. ઇવાને મોં ફેરવીને જોયું તો તેનું પાછલું એકઢાળિયું આખું ભડભડ બળી રહ્યું હતું, બાજૂના એકઢાળિયાને પણ આગ લાગી હતી, અને આગની

જ્વાળા, ધુમાડો ને ધુમાડા સાથે ઊડતા બળતા ઘાસનાં તણખલાં પવનના સપાટામાં પોતાના ઘર તરફ ઊડી રહ્યાં હતાં.

'આ શું, ભાઈઓ?...' હાથ ઊંચા કરીને તથા સાથળ ઠપકારીને ઇવાને ચીસ પાડી. 'અરે, મારે તો ફક્ત એટલું જ કરવાની જરૂર હતી કે છાપરાની પાંખ નીચેથી એ બળતો પૂળો ખેંચી કાઢી પગ નીચે મસળી નાખવો! એ ન મસળ્યો એમાંથી આવડી મોટી આગ થઈ? આ શું, ભાઈઓ?...' આમ ને આમ તે ફરી ફરીને લવવા લાગ્યો. તે મોટેથી હોકારા પાડવા ગયો, પણ તેનો સાદ ચાલ્યો નહિ. તે ઝડપથી દોડવા ગયો, પણ તેના પગે તેનું કહ્યું કર્યું નહિ અને તે સામસામા અટવાવા લાગ્યા. તે ધીરે ધીરે ચાલવા લાગ્યો, પણ ધીરે ધીરે ચાલતાં પણ તેને ફરીથી લથડિયું આવ્યું અને તેને હાંફ ચડી. એટલે શ્વાસ હેઠે બેઠો ત્યાં સુધી તે શાન્ત ઊભો રહ્યો, અને પછી પાછો આગળ ચાલવા લાગ્યો. પાછળ એકઢાળિયાની આસપાસ ચક્કર મારી આગની પાસે તે પહોંચ્યો તે પહેલાં તો બાજૂનું એક-ઢાળિયું પણ આખું સળગી ઊઠ્યું હતું, તેમ ઘરનો ખૂણો અને છાપરાવાળો દ્વારમાર્ગ એને પણ આગ લાગી હતી. ઘરમાંથી જ્વાળાઓ ઊછળતી હતી ને ફળીમાં જવું હવે અશક્ય બન્યું હતું. એક મોટું ટોળું એકઠું થયું હતું, પણ હવે કંઈ બની શકે એવું રહ્યું નહોતું. પડોશીઓ પોતપોતાના મકાનમાંથી માલમત્તા કાઢી લેતાં હતાં તથા ઢાળિયાંમાંથી ઢોરને છોડી બહાર લાવતાં હતાં. ઇવાનના ઘર પછી ગૅબ્રિયલના ઘરને પણ આગ લાગી અને પવન વધતાં, આગના ભડકા શેરીની સામી બાજૂએ પણ અડક્યા અને એ રીતે અડધું ગામ ખાખ થઈ ગયું.

ઇવાનને ઘેર લોકો મહામુશ્કેલીએ તેના બુઢ્ઢા બાપને બચાવી

શક્યાં, ને ઘરનાં બીજાં માણસો તો પહેર્યે લૂગડે જ બહાર નીકળી આવ્યાં; ઘોડાંને રાતના ચરાવવા બહાર લઈ ગયા હતા એ સિવાયની બધી માલમિલકત સ્વાહા થઈ ગઈ હતી; સઘળાં ઢોર, પક્ષી, ગાડાં, હળ, દંતાળ, બૈરાંના કપડાંભરેલા પટારા, ને કોઠારમાંનું સઘળું અનાજ એ બધું ભસ્મીભૂત બની ગયું હતું!

ગેબ્રિયલને ઘેર ઢોરને બહાર કાઢી લીધાં હતાં અને મકાનમાંથી થોડો માલ બચાવી લેવામાં આવ્યો હતો.

આગ રાત બધી ચાલુ રહી. ઇવાન પોતાના ઘર આગળ ઊભો રહ્યો અને તેણે વારંવાર 'આ શું, ... ભાઈઓ? ...' એમ લવ્યા કર્યું. પણ જ્યારે છાપરું તૂટી પડ્યું; ત્યારે ઇવાન એ બળતા ઘરમાં ઘૂસી ગયો, અને બળી ગએલો મોભ પકડીને ખેંચવા લાગ્યો. સ્ત્રીઓએ તેને જોયો એટલે તેને પાછો બોલાવ્યો, પણ તેણે એ મોભ ઘસડીને બહાર આણ્યો અને બીજું એવું લાકડું લેવા ફરી અંદર જતો હતો ત્યાં તેનો પગ લથડ્યો ને એ બળતામાં પડ્યો. પછી તેનો દીકરો માંડ માંડ રસ્તો કરીને તેની પાછળ ગયો અને તેને બહાર લઈ આવ્યો. ઇવાનનાં દાઢી તથા વાળ ભૂંજાઈ ગયાં, તેનાં કપડાં સળગી ઊઠ્યાં ને તેના હાથ શેકાઈ ગયા, પણ તેને કંઈ અસર થઈ નહિ. 'દુઃખને લીધે એ જડભરત થઈ ગયો છે' એમ લોકો તેને માટે કહેવા લાગ્યાં. આગ તો એમ ને એમ બળ્યા કરતી હતી, ને ઇવાન ઊભો ઊભો લવ્યા કરતો હતો કે 'ભાઈઓ! ... આ શું? .. ફક્ત એને ખેંચી કાઢવાની જ જરૂર હતી!'

સવારમાં ગામના મુખીનો છોકરો ઇવાનને તેડવા આવ્યો.

'ઇવાનકાકા, તમારા બાપા મરવા પડ્યા છે! તમને રામરામ કરવા બોલાવે છે.'

ઇવાન પોતાના બાપની વાત ભૂલી ગયો હતો, એટલે આ છોકરાનું કહ્યું સમજ્યો નહિ.

'કયા બાપા?' તેણે પૂછ્યું. 'કોને બોલાવે છે એ?'

'એ તમને બોલાવે છે, રામરામ કરવા; અમારા ઘેર મરવા પડ્યા છે! ચાલો, ઇવાનકાકા!' તેનો હાથ પકડીને મુખીના છોકરાએ કહ્યું, એટલે ઇવાન તે છોકરાની સાથે સાથે દોરાયો.

ડોસાને જ્યારે ઘરમાંથી બહાર કાઢવામાં આવેલો ત્યારે કંઈક બળતું ઘાસ તેના શરીર પર પડેલું અને તેથી તે દાઝી ગએલો. પછી તેને જ્યાં આગ નહિ પહોંચેલી એવા ગામના છેવાડાના ભાગમાં આવેલા મુખીને ઘેર લઇ ગએલા.

ઇવાન પોતાના બાપ પાસે આવ્યો ત્યારે ઓરડામાં એકલા મુખીની બૈરી જ હતી, અને થોડાં નાનાં છોકરાં ભઠ્ઠીને મથાળે સૂતાં હતાં. બાકીનાં બધાં હજુ આગ લાગેલી ત્યાં જ હતાં. ડોસો બાંકડા પર સૂતો હતો. તેણે હાથમાં મીણબત્તી[1] પકડી હતી અને તે બારણાં ભણી આંખો ફેરવ્યા કરતો હતો. પોતાનો દીકરો દાખલ થયો તે જોઈ તેણે જરા પાસું ફેરવ્યું. એટલે પેલી ડોસી તેની પાસે આવી અને બોલી કે તમારો દીકરો આવ્યો છે. આથી ડોસાએ કહ્યું કે તેને મારી છેક નજીક બોલાવો. એટલે ઇવાન વધુ પાસે આવ્યો.

'મેં તને શું કહ્યું'તું, ઇવાન?' ડોસાએ બોલવા માંડ્યું. 'કોણે ગામ બાળી મૂક્યું?'

૧. રશિયન ધર્મસંપ્રદાયની પ્રાર્થનામાં મીણબત્તીઓ ખૂબ વાપરવામાં આવે છે. મરવા પડેલા માણસના હાથમાં અને તે પણ તેને અંતિમ તૈલાભિષેકનો વિધિ થઈ ગયો હોય ત્યારે ખાસ કરીને મીણબત્તી મૂકવાનો એ સંપ્રદાયમાં સામાન્ય રિવાજ છે.

'પેલાએ જ, બાપા!' ઇવાને જવાબ આપ્યો. 'એ આગ લગાડતો'તો એ જ વખતે બરાબર મેં એને પકડેલો. મેં એને છાજમાં ઊંબાડિયું અડાડતાં જોએલો. એ સળગેલું ઘાસ હું ખેંચી કાઢીને મસળી નાખી શકું એમ હતું, ને એમ કર્યું હોત તો આવું કશું બનવા પામત નહિ.'

'ઇવાન, જો, હું તો મરવા પડયો છું,' ડોસાએ કહ્યું, 'અને તારો એ મરણનો ભેટો કરવાનો વારો આવશે. આમાં કોનો વાંક છે, બોલ.'

ઇવાન મૂંગો મૂંગો પોતાના બાપ સામે ટગર ટગર જોઈ રહ્યો. એક પણ અક્ષર બોલવાની એનામાં તાકાત રહી નહોતી.

'હવે, ભગવાનને માથે રાખીને બોલ જોઈએ, આમાં કોનો વાંક છે? મેં તને શું કહ્યું'તું?'

હવે જ ઇવાનને ભાન આવ્યું અને બધી વાતની હવે જ તેને સમજ પડી. એટલે તે નિસાસો નાખીને બોલ્યો: 'મારો જ વાંક છે, બાપા!' આમ કહી તે પોતાના બાપની આગળ ઘૂંટણિયે પડયો ને બોલ્યો: 'મને માફ કરો, બાપા; હું તમારો ને ભગવાનનો બન્નેનો ગુનેગાર છું.'

ડોસાએ પોતાના હાથ હલાવ્યા, મીણબત્તી જમણા હાથમાં હતી ત્યાંથી લઈ ડાબા હાથમાં મૂકી, ને ક્રૉસની નિશાની કરવા તેણે પોતાનો હાથ કપાળ આગળ આણવા યત્ન કર્યો, પણ આણી શકયો નહિ એટલે અટકયો.

'ભગવાનના નામનો જયજયકાર હો! ભગવાનના નામનો જયજયકાર હો!' એમ બોલી ફરી તેણે પોતાના પુત્ર ભણી નજર ફેરવી.

'ઇવાન! અલ્યા ઇવાન!'

ઇવાન પોતાના બાપની વાત ભૂલી ગયો હતો, એટલે આ છોકરાનું કહ્યું સમજ્યો નહિ.

'કયા બાપા?' તેણે પૂછ્યું. 'કોને બોલાવે છે એ?'

'એ તમને બોલાવે છે, રામરામ કરવા; અમારા ઘેર મરવા પડ્યા છે! ચાલો, ઇવાનકાકા!' તેનો હાથ પકડીને મુખીના છોકરાએ કહ્યું, એટલે ઇવાન તે છોકરાની સાથે સાથે દોરાયો.

ડોસાને જ્યારે ઘરમાંથી બહાર કાઢવામાં આવેલો ત્યારે કંઇક બળતું ઘાસ તેના શરીર પર પડેલું અને તેથી તે દાઝી ગએલો. પછી તેને જ્યાં આગ નહિ પહોંચેલી એવા ગામના છેવાડાના ભાગમાં આવેલા મુખીને ઘેર લઇ ગએલા.

ઇવાન પોતાના બાપ પાસે આવ્યો ત્યારે ઓરડામાં એકલા મુખીની બૈરી જ હતી, અને થોડાં નાનાં છોકરાં ભઠ્ઠીને મથાળે સૂતાં હતાં. બાકીનાં બધાં હજુ આગ લાગેલી ત્યાં જ હતાં. ડોસો બાંકડા પર સૂતો હતો. તેણે હાથમાં મીણબત્તી[1] પકડી હતી અને તે બારણાં ભણી આંખો ફેરવ્યા કરતો હતો. પોતાનો દીકરો દાખલ થયો તે જોઈ તેણે જરા પાસું ફેરવ્યું. એટલે પેલી ડોસી તેની પાસે આવી અને બોલી કે તમારો દીકરો આવ્યો છે. આથી ડોસાએ કહ્યું કે તેને મારી છેક નજીક બોલાવો. એટલે ઇવાન વધુ પાસે આવ્યો.

'મેં તને શું કહ્યું'તું, ઇવાન?' ડોસાએ બોલવા માંડ્યું. 'કોણે ગામ બાળી મૂક્યું?'

૧. રશિયન ધર્મસંપ્રદાયની પ્રાર્થનામાં મીણબત્તીઓ ખૂબ વાપરવામાં આવે છે. મરવા પડેલા માણસના હાથમાં અને તે પણ તેને અંતિમ તૈલાભિષેકનો વિધિ થઈ ગયો હોય ત્યારે ખાસ કરીને મીણબત્તી મૂકવાનો એ સંપ્રદાયમાં સામાન્ય રિવાજ છે.

'પેલાએ જ, બાપા!' ઇવાને જવાબ આપ્યો. 'એ આગ લગાડતો'તો એ જ વખતે બરાબર મેં એને પકડેલો. મેં એને છાજમાં ઊંબાડિયું અડાડતાં જોએલો. એ સળગેલું ઘાસ હું ખેંચી કાઢીને મસળી નાખી શકું એમ હતું, ને એમ કર્યું હોત તો આવું કશું બનવા પામત નહિ.'

'ઇવાન, જો, હું તો મરવા પડ્યો છું,' ડોસાએ કહ્યું, 'અને તારો એ મરણનો ભેટો કરવાનો વારો આવશે. આમાં કોનો વાંક છે, બોલ.'

ઇવાન મૂંગો મૂંગો પોતાના બાપ સામે ટગર ટગર જોઈ રહ્યો. એક પણ અક્ષર બોલવાની એનામાં તાકાત રહી નહોતી.

'હવે, ભગવાનને માથે રાખીને બોલ જોઈએ, આમાં કોનો વાંક છે? મેં તને શું કહ્યું'તું?'

હવે જ ઇવાનને ભાન આવ્યું અને બધી વાતની હવે જ તેને સમજ પડી. એટલે તે નિસાસો નાખીને બોલ્યો: 'મારો જ વાંક છે, બાપા!' આમ કહી તે પોતાના બાપની આગળ ઘૂંટણિયે પડ્યો ને બોલ્યો: 'મને માફ કરો, બાપા; હું તમારો ને ભગવાનનો બન્નેનો ગુનેગાર છું.'

ડોસાએ પોતાના હાથ હલાવ્યા, મીણબત્તી જમણા હાથમાં હતી ત્યાંથી લઈ ડાબા હાથમાં મૂકી, ને ક્રૉસની નિશાની કરવા તેણે પોતાનો હાથ કપાળ આગળ આણવા યત્ન કર્યો, પણ આણી શક્યો નહિ એટલે અટક્યો.

'ભગવાનના નામનો જયજયકાર હો! ભગવાનના નામનો જયજયકાર હો!' એમ બોલી ફરી તેણે પોતાના પુત્ર ભણી નજર ફેરવી.

'ઇવાન! અલ્યા ઇવાન!'

## અગ્નિજિહ્વા

**ગુલામીના** દિવસોની વાત છે. એ દિવસોમાં ગુલામોના માલિકો પણ જાતજાતના હતા. કેટલાક ભગવાનનો ડર રાખી તથા સૌને માથે મોત ભમે છે એ વાત ધ્યાનમાં રાખી ગુલામો પ્રત્યે દયાભાવ રાખતા, પણ કેટલાક તો સાવ જાનવર જેવા જ હતા, ને ભગવાન કે મોત કશાની પરવા કરતા નહિ. આવા નિર્દય માલિકોમાં પણ, જેઓ જાતે એક વાર ગુલામ હતા અને એ ગુલામીના કિચ્ચડમાંથી જેઓ ચડતાં ચડતાં અમીરોને પડખે બેસવાનું સદ્ભાગ્ય પામ્યા હતા, તે લોકો સૌથી ખરાબ હતા. ગુલામીમાંથી ધણી બની બેઠેલા આવા માણસોના હાથ નીચે કામ કરવું એ સૌથી વિશેષ કપરું હતું.

ગુલામીમાંથી માલિક બનેલા આવા એક માણસને એક જાગીરનો કામદાર નીમેલો. આ જાગીરના ખેડૂતો પાસેથી વેઠ-પદ્ધતિથી કામ લેવામાં આવતું. અઠવાડિયાના અમુક દિવસ એમને માલિકને ખેતરે વેઠે કામ કરવાનું હતું, અને તેના બદલામાં તેમને થોડી જમીન ખેડી ખાવા મળતી. માલિકની જાગીર સુવિશાળ અને સરસ હતી. તેમાં ખેડાણ જમીન હતી તેમ જંગલનો બનેલો વગડાઉ ભાગ પણ હતો. જાગીર પર પાણીનો પણ પુષ્કળ જથ્થો હતો. જાગીરદાર તેમ ખેડુગુલામો સંપસંપીને

સંતોષપૂર્વક રહેતા હતા. પણ પછી જાગીરદારે પોતાની એક બીજી જાગીર પર ઘેર નોકરનું કામ કરતા એક ગુલામને આ જાગીરનો કામદાર નીમ્યો, અને ત્યારથી આ સંપસંતોષના દિવસોનો અંત આવ્યો.

આ કામદારે જાગીરનું કામ હાથમાં લીધું કે તરત જ ખેડૂતો પર સખત જુલમ ગુજારવા માંડ્યો. ઘરમાં એને એક સ્ત્રી અને બે પરિણીત પુત્રીઓ હતી, અને સ્વભાવે એ મહત્ત્વાકાંક્ષી તેમ પૂરેપૂરો દુષ્ટ હતો, એટલે સાચેખોટે ગમે તે રસ્તે પૈસા જમા કરવાની એની ઇચ્છા હતી. તેથી આવીને એણે વેઠના નિયમ પ્રમાણે ખેડૂતોને જેટલા દિવસ કામ કરવાનું હતું તેની સંખ્યામાં વધારો કર્યો, અને પૈસા કમાવા માટે ઈંટની એક ભઠ્ઠી શરૂ કરી, તેમાં સ્ત્રીઓ તેમ પુરુષો બન્ને પાસે એ મરણતોલ મજૂરી કરાવવા લાગ્યો. આથી કેટલાક ખેડૂતો જાગીરદાર શેઠની કને મોસ્કો ફરિયાદ કરવા ગયા, પણ ત્યાં તેમને કંઈ દાદ મળી નહિ. શેઠે તો તેમને આવ્યા એવા જ ખાલી હાથે પાછા કાઢ્યા, અને કામદારને દાબમાં રાખવા કશું કર્યું નહિ. ખેડૂતો ફરિયાદે ગએલા એ વાત તરત કામદારને કાને આવી, એટલે એણે તેમના પર વેર લેવા માંડ્યું, અને તેથી એમના રોજિન્દા હાલ તો હતા તેથી પણ બૂરા થયા. ઓછામાં પૂરું વળી, એ લોકોમાં કેટલાક આદમી જૂઠા હતા, એટલે તેઓ કામદાર પાસે જઈ એકબીજાની ખોટી ચાડી ખાવા તથા અંદરઅંદર એકબીજા સામે તરકટ કરવા લાગ્યા. એનું પરિણામ એ આવ્યું કે આખા જાગીરપ્રદેશમાં બધે ઠેકાણે કાનભંભેરણી ચાલી અને તેથી કામદાર હતો તેથી પણ વિશેષ નિર્દય બન્યો.

વાત દિવસે દિવસે વધુ ને વધુ બગડતી ગઈ અને આખરે એવું બન્યું કે કામદાર જાણે કોઈ ઘૂરકતું જંગલી જાનવર હોય

તેમ સૌ ખેડૂતો એનાથી ડરવા લાગ્યા. જ્યારે જ્યારે એ ઘોડેસવાર બનીને ગામમાં ફરવા નીકળતો, ત્યારે ત્યારે જેમ કોઈ વરુથી નાસે તેમ સૌ એનાથી દૂર નાસતા, અને ગમેતેમ કરીને એની નજર ચુકાવવા યત્ન કરતા. આ વસ્તુ કામદારના ધ્યાનમાં આવી એટલે તો સૌ પોતાથી ડરે છે એમ દેખી એ આગળ કરતાં પણ વિશેષ ઘૂરકવા લાગ્યો. ખેડૂતોને કોરડા મરાવીને એ ગજા ઉપરવટ કામ તેમની પાસેથી લેતો, અને ઘણા માણસોને એને હાથે કાળી બળતરા થાય એવો ભારે જુલમ સહન કરવો પડતો.

પણ વખત જતાં એવું બન્યું કે એની આ દુર્જનતાભરી સતાવણીથી લોકો માથાફરેલ બની ગયા, એટલે તેઓ મળીને એની વિરુદ્ધ ચર્ચા કરવા લાગ્યા. કોઈ એકાંત સ્થાન શોધીને તેઓ એકઠા થતા, અને પછી એમનામાં કોઈ છાતીનો વિશેષ આવો હોય તે બોલતો કે 'આપણા પર સવાર થઈ બેઠેલા આ જાનવરના જુલમ હવે આપણે ક્યાં સુધી સાંખ્યા કરવા છે? એક વાર સામા થઈને આપણે હવે એને પૂરો કરી નાખીએ, એટલે પત્યું. આવાને ઠાર કરતાં કંઈ પાપ ન લાગે.'

એક વાર આ ખેડૂતોને જંગલનાં ઝાંખરાં નીંદી નાખવાનો હુકમ મળ્યો. હવે આ વખતે ઈસ્ટર પૂર્વેનું પવિત્ર સપ્તાહ બરાબર પાસે આવી પહોંચ્યું હતું, એટલે બપોરે ખાવા બેઠા ત્યારે વળી એ લોકો વાતો કરવા લાગ્યા.

'આવું ને આવું તે હવે ક્યાં સુધી ચાલવા દેવું છે?' તેમણે કહ્યું. 'આ માણસે તો આપણને મરણિયા બનાવી મૂક્યા. હમણાં હમણાંથી તો એણે આપણી પાસેથી એટલું ગજા ઉપરવટનું કામ લેવા માંડ્યું છે કે આપણને કે આપણાં બૈરાંને રાત કે દિવસ ઘડીવારનો પણ પહોરો મળતો નથી. એમાં વળી, ભાઈસાહેબની

મરજી એકેએક વાતમાં જો બરાબર ન સચવાઈ, તો એકદમ એનો મિજાજ ચાલ્યો જાય છે ને આપણને મારવા દોડે છે. એના કોરડાના મારથી સાઈમનનો બાપડાનો તો જીવ ગયો, અને એનિસિમે હમણાં જ હેડની વિટંબણા વેઠી. ત્યારે હવે એની પાસેથી બીજી શી સારાવાટની આશા રાખવી? એ જાનવર આજે સાંજે આંહીં આવશે, અને કુહાડા જેવી જીભથી સૌને આડા ને ઊભા ઝૂડશે. એને ઠેકાણે પાડવા એક જ કામ કરવાની જરૂર છે: આવે એવો ખેંચીને એને ઘોડા ઉપરથી નીચે ઝીંકવો, ને પછી કુહાડી લઈને એનું માથું જ છૂંદી નાંખવું, એટલે બધી વાત પતી જશે. પછીય તે એનું મડદું આપણે કોઈક ઠેકાણે લઈ જવું, એના ટુકડા કરી નાખવા, અને તે પાણીમાં નાખી દેવા. આમાં જરૂરની વાત ફક્ત એક જ છે કે આપણે બધાએ એક-મત થવું, અને સૌએ એકસંપ રાખીને મક્કમ રહેવું. દગાફટકાની વાત ન હોવી જોઈએ બિલકુલ ક્યાંયે.'

આ બાબત વાસિલી મિનાફનો ખાસ આગ્રહ હતો, કેમકે એને કામદાર પર ખાસ ખાર હતો. કામદાર એને દર અઠવાડિયે કોરડા મારતો એટલું જ એનું કારણ નહોતું, પણ વધારામાં વળી એ તેની બૈરીને પોતાને ત્યાં રસોઈ કરવા ઉપાડી ગયો હતો એ મુખ્ય કારણ હતું.

ખેડૂતો અંદર અંદર આમ વાતો કરતા હતા, ત્યાં સાંજ પડી એટલે કામદાર આવ્યો. હજી તો એનો ઘોડો નજીક આવ્યો એટલામાં તો એનો મિજાજ ચાલ્યો ગયો, કેમકે લાકડાં એની મરજી મુજબ ફડાયાં નહોતાં. વળી, ફાડેલા લાકડાના એક ઢગલામાં એણે એક ડાળી સંતાડેલી શોધી કાઢી.

'લીંબુડી કાપવાની મેં તમને ના નહોતી પાડી?' એ બોલ્યો.

'કોણે કાપી તમારામાંથી આ? બોલી જાઓ, નહિ તો તમને સૌને કોરડા લગાવીશ.'

કોના ભાગના જથ્થામાં લીંબુડી આવેલી તે વિશે એણે બીજી વાર પૂછ્યું, એટલે ખેડૂતોએ સિડોર ભણી આંગળી ચીંધી. આથી કામદારે એના મોં પર એવી સખત થપ્પડ ચોડી દીધી કે એનું આખું મોં લોહીલુહાણ બની ગયું. વાસિલીના શરીર પર પણ મારીને ચીરો પાડ્યો, કેમકે એના લાકડાનાં ચીરિયાંનો ઢગલો છેક જ નાનો હતો. આમ ધમાચકડી મચાવીને તે પાછો ઘર ભણી ચાલ્યો ગયો.

ખેડૂતો રોજના રિવાજ મુજબ તે દિવસે સાંજે પણ એકઠા થયા, એટલે વાસિલી બોલ્યો:—

'તમે તે કેવા માણસ છો? મરદ નહિ પણ ચલિયાં છો તમે તો. અંદર અંદર ઘુસપુસ કર્યા કરો છો કે "તૈયાર રહેજો હો બધા, હવે તૈયાર રહેજો," પણ બરાબર મોકો આવે ત્યારે એકે એક જણ ડરી જાય છે. આ તો પેલી ચલ્લીઓએ બાજપક્ષીનો સામનો કરવાની તૈયારી કરેલી એના જેવું થયું. "તૈયાર રહેજો હો બધી, હવે તૈયાર રહેજો—કોઈએ એકબીજાને દગો દેવાનો નથી કે ચાડી ખાવાની નથી," એમ એ ચલ્લીઓએ કહેલું; અને છતાં બાજ તરાપ મારીને તૂટી પડ્યું કે તરત બધી ચલ્લીઓ કૌચાના છોડમાં ભરાઈ ગઈ ને બાજને જોઈતી હતી તે ચકલી તે નખોરિયાંમાં ભરાવીને લટકાવતું લટકાવતું લઈ ગયું. પછી ચકલાં ખોડંગાતાં ખોડંગાતાં બહાર આવ્યાં, ને ચીં ચીં કરવા લાગ્યાં અને પછી જોયું તો માલૂમ પડ્યું કે પોતામાંથી એક ચકલું ઊપડી ગયું છે. "આપણામાંથી કયું ચકલું ખૂટે છે?" એક ચકલીએ પૂછ્યું. "અંહ, એ તો પેલું ટીણકુંક વાનિયા જ

'ભાઈઓ, તમે તો મહાપાપનો વિચાર કરી રહ્યા છો. કોઈનો જાન લેવો એ ભારે ભયંકર કામો કહેવાય. કોઈના જીવની હત્યા કરવી એ તો સહેલી વાત છે, પણ પછી તમારા જીવનું શું થવાનું? આ આદમી જો ખૂરાં કામ કરતો હોય, તો એ ખૂરાનું ફળ એને મળવાનું જ છે. એમાં તમારે ફક્ત ધીરજ જ રાખવાની છે, ભાઈઓ!'

આ શબ્દો સાંભળીને વાસિલીનો પિત્તો ઊછળ્યો.

'તને તો એક જ વિચાર આવે છે,' તે બોલ્યો, 'કે માણસનો જાન લેવો એ પાપ છે. પાપ તો અલબત્ત છે જ, પણ અત્યારના જેવા પ્રસંગમાં નહિ. સારા માણસનો જાન લેવો એ પાપ છે, પણ આના જેવા કુત્તાનો જાન લેવો એમાં શું? બીજા કોઈની વાત શું કામ કરવી? ખુદ ભગવાને જ એનો જાન લેવાનો આપણને હુકમ આપ્યો છે. આપણા ભાઈઓના ભલા ખાતર આપણે હડકાયા કૂતરાને ઠાર કરીએ છીએ. ત્યારે આવા માણસનો તો જાન લેવા કરતાં ટકવા દેવો એ જ મોટું પાપ છે. શું કામ આવા માણસને આપણા બધાની જિંદગાની ખુવાર કરવા જીવવા દેવો? એનો જાન લીધાથી આપણે સજા વેઠવી પડે તો તેનો પણ વાંધો નહિ, કેમકે એ સજા આપણે આપણા ભાઈઓના ભલા વાસ્તે વેઠીશું, એટલે એ લોકો એ ખાતર આપણો પાડ જ માનશે. ને મિચીફ, તું તો ખાલી વાતો જ કરે છે. ત્યારે તું જ કહેને, લે, કે ઇસુ ભગવાનના પવિત્ર ઓચ્છવના દહાડામાં કામ કરવું એ શું એથી નાનું પાપ કહેવાય એમ? એવું કામ તો તું પોતે પણ નહિ કરવા ધારતો હોય, ખરુંને?'

'હું શું કામ ન કરું?' પીટરે ઉત્તર આપ્યો. 'મને ખેતર ખેડવા મોકલશે તો હું તો હુકમને તાબે થઈશ. એ રીતે જે કામ

કરીશ તે કંઈ હું મારા પંડના સ્વાર્થ સારુ નહિ કરવાનો. એનું પાપ કોને માથે નાખવું એ ભગવાન તો જાણશે જ, ને આપણે તો ખેતર ખેડતાં ખેડતાં ભગવાનનું જ નામ મનમાં રાખવું. આ કંઈ હું મારા પંડના બોલ નથી બોલતો. ભાઈઓ! બૂરાઈથી બૂરાઈને દૂર કરવી એવી જો ભગવાનની મરજી હોત તો એણે આપણને એ જાતની આજ્ઞા આપી હોત અને આપણને એવો માર્ગ ચીંધ્યો હોત. પણ ના. બૂરાઈને બૂરાઈથી દૂર કરશો, તો ફરી વળી એ જ બૂરાઈ સામેથી આવશે. કોઈ માણસનો જાન લેવો એ તો મૂરખામી છે, કેમકે એને લીધે આત્મા લોહીથી ખરડાય છે. તમે કોઈ પણ માણસનો જાન લ્યો, એટલે તમારો પોતાનો આત્મા લોહીથી ખરડાવાનો. તમે જેનો જાન લ્યો તેનો આત્મા દુષ્ટ ગણતા હો અને તેનો જાન લઈને દુનિયામાંથી તમે દુષ્ટતા નાબૂદ કરી એમ માનતા હો તોપણ આમ જુઓ, એનો જાન લેવાથી એણે એની આખી જિંદગાનીમાં કર્યું હશે એથી પણ વધુ બૂરું કામ તમે કરો છો. એ કરતાં તો તમારે માથે જે કંઈ આફત આવી પડે તેને તાબે થઈ જવું, એટલે પછી એ આફત પણ તમારે તાબે થઈ જશે.'

પીટરની વાત સાંભળ્યા પછી ખેડૂતોના બે પક્ષ પડી ગયા. એક પક્ષ વાસિલીના મતનો હતો, તો બીજો પક્ષ પીટરની સલાહને અનુસરી ધૈર્ય ધરી પાપાચરણથી દૂર રહેવાના મતનો હતો.

ઉત્સવના પ્રથમ દિવસે (એટલે કે રવિવારે) ખેડૂતોએ અણોજો પાળ્યો, પણ સાંજના ગામનો મુખી પોતાના પસાયતાને સાથે લઈ કામદાર પાસેથી આવ્યો અને બોલ્યો:

'કામદાર સાહેબ માઈકલ સેમેનોવિચે તમને કહેવરાવ્યું છે, કે 'ઓટ'ના વાવેતર માટે કાલે તમારે જમીન ખેડવાની છે.'

એ રીતે મુખી તથા તેના પસાયતા ગામમાં બધે ફરી વળ્યા, અને બીજે દિવસે સાંતી જોડવાનું સૌ ખેડૂતોને કહ્યું. આમાંના કેટલાકને નદીપાર જવાનું હતું તો કેટલાકને ધોરી રસ્તા પરની જમીન ખેડવાની હતી. કામદારનો હુકમ સાંભળી ખેડૂતોને બહુ વસમું લાગ્યું, પણ એ હુકમનો ભંગ કરવાની કોઈનામાં હિંમત નહોતી, એટલે બીજે દિવસે સવારે સૌ રીતસર પોતાનાં ઘોડાંની જોડો લઈને ઊપડ્યા અને જમીન ખેડવા લાગ્યા. ગામનાં દેવળોમાં પ્રાતઃપ્રાર્થનાનો ઘંટાનાદ થઈ રહ્યો હતો, અને જગ આખામાં લોકો ઓચ્છવ કરી રહ્યા હતા. પણ આ ખેડૂતોને બાપડાને તો હળ લઈને જમીન ખેડવી પડતી હતી.

તે દિવસે સવારે કામદાર મોડો ઊઠ્યો અને રોજના રિવાજ મુજબ જાગીરની જમીન પર આંટો મારવા નીકળ્યો. તેના ઘરનાં માણસોએ નાહી ધોઈ ટાપટીપ કરી સરસ કપડાં પહેર્યાં, અને એક નોકરે ગાડું તૈયાર રાખ્યું હતું તેમાં બેસી સૌ દેવળે ગયાં. ત્યાંથી આવ્યાં એટલે એક કામવાળાએ સઘડી ચેતાવી, ને કામદાર પણ ખેતરેથી ઘેર આવ્યો એટલે સૌ ચા પીવા બેઠાં. ચા પી રહ્યાં એટલે માઈકેલે પોતાની હોકલી જગાવી અને મુખીને બોલાવ્યો.

'ખેડૂતોને જમીન ખેડવા મોકલ્યા તે?' એણે પૂછ્યું.

'હાં, માઈકેલ સેમેનોવિચ.'

'એકેએક જણ ગયો, ખરું ને?'

'હા, એકેએક જણ ગયો છે, ને કામની મેં પોતે વહેંચણી કરી આપી છે.'

'વારું, વહેંચણી તો તેં કરી આપી હશે, પણ એ વહેંચણી પ્રમાણે એ લોકો ખરેખર જમીન ખેડે છે ખરા? મુદ્દાનો સવાલ

એ છે. માટે તે બરાબર ખેડે છે કે નહિ તેની તપાસ કર, અને બધાને ખબર આપ કે જમીને હું જાતે ત્યાં તપાસ કરવા આવવાનો છું. એમ પણ કહેજે કે દર સાંતીની જોડ દીઠ એક દેસ્યાટિન જમીન ખેડાવી જોઈએ, અને ખેડાણ પણ બરાબર થવું જોઈએ. જો એમાં કંઈએ ખામી દેખીશ તો ઓચ્છવઓચ્છવની પરવા કર્યા વગર હું ઘટતી સજા કરીશ એ ધ્યાનમાં રાખે.'

'ભલે, માઈકેલ સેમેનોવિચ,' એમ કહી મુખી ચાલી નીકળતો હતો ત્યાં માઈકેલે એને પાછો બોલાવ્યો. પાછો બોલાવવાનું કારણ એ હતું કે એને કંઈક વિશેષ વાત કહેવી હતી, જોકે એ વાત કેવી રીતે કહેવી તેની એને પોતાને પણ સમજણ પડતી નહોતી. એટલે એણે ખોંખારો ખાધો, ગળું સાફ કર્યું, અને આખરે બોલ્યો :

'તારે એક બીજું કામ પણ કરવાનું છે અને તે એ કે આ હરામખોરો મારા વિશે જે જે વાતો કરે તે તારે ધ્યાન દઈને સાંભળવી. કોઈને તું મારી વિરુદ્ધ બોલતો કે મને ગાળો દેતો સાંભળે તો એ જે કંઈ કહે તે બધું મારી પાસે આવીને જણાવવું. એ બધા ચોરટાઓને હું બરાબર ઓળખું છું. એમને તો લાંબા થઈને પડચા રહેવું ને ટાંટિયા ઉલાળવા જ ગમે છે. શરાબ ઢીંચીને અણોજો પાળવો હોય તો તૈયાર, એટલે હું જો જરાય ઢીલું પોચું મૂકું તો જમીનનો કોક ટુકડો ખેડચા વિનાનો રહેવા દેતાં અથવા તેમને સોંપેલું કામ અધૂરું મૂકતાં એમને આંચકો નહિ આવવાનો. એટલે તું જા, એ લોકોની વાતચીત બરાબર સાંભળ, એમાં કોણ શું બોલે છે એ બરાબર નજરમાં રાખ, ને પછી મારી કને આવીને મને બધી વાત કરજે. જઈને બધી વાતની દેખરેખ રાખવી, જે બને તેની મને રજેરજ ખબર

આપવી, અને એમાં મારાથી કશું છુપાવવું નહિ. આ મારો તને હુકમ છે.'

આ શબ્દો સાંભળીને મુખી બહાર આવ્યો અને ઘોડેસવાર થઈને ખેતરમાં ખેડૂતો કામ કરતા હતા ત્યાં એણે ઘોડો મારી મૂકયો.

હવે, કામદારે મુખી આગળ કરેલી વાત એની બૈરીએ સાંભળેલી, એટલે તે ખેડૂતોની ભેર તાણવા એની પાસે આવી. તે માયાળુ સ્વભાવની બાઈ હતી, અને તેના દિલમાં સૌજન્ય હતું. એટલે જ્યારે જ્યારે તક મળતી ત્યારે ત્યારે તે પોતાના પતિને ટાઢો પાડવા અને એની આગળ ખેડૂતોનો બચાવ કરવા યત્ન કરતી. એ રીતે આજે તે પોતાના પતિ પાસે આવી ખેડૂતો વતી બોલવા લાગી.

'પ્રિય **માઈકેલ**,' આજીજી કરીને તેણે કહ્યું, '**ભ**ગવાનનો મોટો ઓચ્છવ છે તેનો ભંગ કરીને આવું ઘોર પાપ ભલા થઈને કરો મા. ઇસુ ભગવાનને ખાતર ખેડૂતોને થોડા દહાડા રાહત આપો.'

પણ **માઈકેલે** એના બોલ કાને ન ધરતાં તેની મશ્કરી કરી.

'કેમ, પારકી પંચાતમાં પડે છે તે, ઘણા દહાડાથી કોરડો નથી પડ્યો તેથી? હમણાં વાંસા પર કાંઈ ચળ આવવા માંડી છે?' એણે કહ્યું.

'અરે, પણ પ્રિય **માઈકેલ**, તમારે વિશે મને એક ભારે ભૂંડું સ્વપ્નું આવેલું. માટે ભલા થઈને મારું કહ્યું માનો ને આ ખેડૂતોને જવા દ્યો.'

'મારે જવાબમાં તને ફક્ત એટલું જ કહેવાનું છે,' એ બોલ્યો, 'કે ખરેખર હવે તું બહુ ચડી ગઈ છે અને તારી મર્યાદા બહારની વાતો કરવા લાગી છે, એટલે ચાબુકના ફટકાની જ હવે ફરી પાછી તને જરૂર છે! તો લે, લેતી જા.' આમ કહી એણે પોતાની

અંગારભરી હોકલી તેના હોઠ પર ફેંકી, અને તેને ઓરડા બહાર હડસેલી કાઢી, પોતાને માટે ભોજન મોકલવા તેને હુકમ કર્યો.

મુરબ્બો, પૂરણપોળી, માંસની જાતજાતની વાનીઓ ને શેવ–એ બધું એ આરોગી ગયો, અને ઉપર શરાબના જામ ચડાવી એણે ગળું સાફ કર્યું. ભોજનાન્તે ફલાહાર તથા મુખવાસ કરી એણે પેલી રસોઇયણને પોતાની કને બોલાવી તેને પિયાનો વગાડવા બેસાડી તથા પોતે હાથમાં વીણા લઈ સાથે સાથે વગાડવા લાગ્યો.

આમ એ ભારે લહેરમાં બેઠો હતો તથા હેડકી ખાતો ખાતો વીણાના તાર ઝણઝણાવી રહ્યો હતો અને રસોઇયણની સાથે ઠઠ્ઠામશ્કરી કરી રહ્યો હતો એવામાં પેલો મુખી પાછો ફર્યો અને પોતાના માલિક આગળ માથું નમાવી ખેતરમાં પોતે જોએલું તેનું તેણે વર્ણન કરવા માંડ્યું.

‘દરેક ખેડૂત પોતપોતાના કટકામાં બરાબર ખેડાણ કરે છે ને?’ **મા**ઇકેલે પૂછ્યું.

‘હા,’ મુખીએ કહ્યું. ‘અને અર્ધભાગ ઉપરની જમીન તો એ લોકોએ ખેડી પણ નાખી.’

‘કામમાં કંઈ દિલદગડાઈ તો કરતા નથી ને કોઈ?’

‘ના, કોઈને મેં એવું કરતાં જોયો નહિ. સૌ બરાબર ખેડે છે, કેમકે સૌને કંઈયે આડુંઅવળું કરતાં બીક લાગે છે.’

‘ને ખેડાણ પછી જમીન બરાબર થાય છે?’

‘હા, જમીન ખૂબ પોચી બની જાય છે, અને ખસખસના દાણાની જેમ ખેતર પર પથરાઈ જાય છે.’

કામદાર પળવાર મૂંગો રહ્યો.

‘વારું, ને મારે વિશે બધા કેવીક વાતો કરે છે?’ તરત એણે આગળ બોલવા માંડ્યું. ‘મને ભાંડે છે કે નહિ?’

મુખી જવાબ દેતાં અચકાયો, પણ માઈકલે તેને સાચી વાત કહી દેવાનો હુકમ કર્યો.

'જરીએજર વાત મને કહી દે,' એ બોલ્યો. 'તારે કંઈ તારા પંડના શબ્દો બોલવાના નથી, તારે તો કોઈના બોલેલા શબ્દો જ બોલવાના છે. સાચી વાત કહી દે, એટલે હું તને ઇનામ આપીશ. પણ જો એ હરામીઓની વાત પર જરાએ ઢાંકપિછેડો કર્યોને, તો હું તારા તરફ જરાએ મહેર નહિ બતાવું ને તને બરાબર ફટકાવી કાઢીશ. એલી કાટુશ્કા! આને વોડકાનો એક જામ ભરી દે એટલે તેનામાં જરાક હિંમત આવે.'

રસોઇયણે જઈ એક જામ ભરી મુખીના હાથમાં મૂક્યો, એટલે તેણે પોતાના માલિક પ્રત્યે નમન કરી તે મોંમાં ઠાલવી દીધો ને પછી મોં લૂછી આગળ બોલવા લાગ્યો:

'એ લોકોને આનાં વખાણ જોગું કંઈ ન મળે એમાં આપણે શું કરીએ? એમાં આપણો કંઈ થોડો જ વાંક છે? એટલે આ હુકમ કરે છે તેથી હું જે છે તે સાચી વાત કહી દઉં.'

આમ હામ ભીડીને મુખી આગળ બોલવા લાગ્યો:

'માઈકલ સેમેનોવિચ, સૌ બડબડાટ બહુ કરતા'તા. ભારે બડબડાટ કરતા'તા.'

'પણ એ લોકોના શબ્દો શા હતા એ મારે બરાબર જાણવું છે. માટે એ શબ્દો મને જણાવ.'

'એક વાત તો એ બધા ય કહે છે—અને તે એ કે તમને ભગવાન પર આસ્થા નથી.'

કામદાર ખડખડાટ હસી પડ્યો.

'કોણે એમ કહ્યું?' એણે પૂછ્યું.

'સૌ કહે છે. એ લોકો તો બધા એમ કહે છે કે તમે સેતાનની સેવા કરો છો.'

આથી તો કામદાર વળી વધુ હસ્યો.

'એ સરસ, લ્યો,' એ બોલ્યો, 'હવે એ લોકોમાંથી દરેક જણ મારે માટે જુદું જુદું શું બોલતો હતો તે કહે. દાખલા તરીકે, આપણો દોસ્ત વાસિલી શું બોલે છે, એ કહે, ચાલ.'

અત્યાર સુધી મુખીને પોતાના મિત્રો વિરુદ્ધ વાતો કરતાં સંકોચ થતો હતો, પણ વાસિલી સાથે તો તેને લાંબા વખતની તકરાર હતી.

'વાસિલી તો તમને સૌથી વધુ સરાપ દે છે.'

'ત્યારે કહે તો ખરો, એ કેવાંક વેણ બોલે છે તે.'

'એનાં વેણ તમારી આગળ બોલી બતાવતાં પણ મને શરમ આવે છે. એ તો કહે છે કે એક દહાડો તમારા બૂરા હાલ થવાના છે.'

'ઓહો! એમ? એ જવાનડો એવું બોલે છે, એમ કે?' કામદાર એકદમ બોલી ઊઠ્યો, 'હં, પણ એ કંઈ મારો જાન લઈ શકે એમ નથી, કેમકે મારા પર હાથ ઉગામવાની એને તક જ કદી મળવાની નથી. બહુ સારું, દોસ્ત વાસિલી, આપણો હિસાબ આપણે એક દહાડો સમજી લઈશું. અને પેલો કુત્તો ટિશ્કા શું કહે છે?'

'કોઈ સારું તો તમારે માટે કહેતું જ નથી. સૌ સરાપ દે છે અને ડરામણીનાં વેણ બોલે છે.'

'પીટર મિચીફ્‌ના શા ખબર છે? એ શું બોલ્યો? હું સરિયાદ મારીને કહું છું કે આ બધા ભેગો મને સરાપ દેનારો બીજો હરામી એ જ છે.'

'ના, પણ સરાપ દેવામાં એ નહોતો. માઈકેલ સેમેનોવિચ.'

'ત્યારે એ શું બોલેલો?'

'એક અક્ષર સરખો નહિ બોલનારો એ એક જ જણ હતો. ખેડૂતના પ્રમાણમાં એનામાં ભારે સમજણ છે, ને આજે તો એને જોઈને હું દંગ જ થઈ ગયો.'

'કેમ ?'

'એનું એક કામ જોઈને. બીજા પણ એ જોઈને નવાઈ પામ્યા.'

'એવું શું કરતો'તો એ ?'

'ભારે અચરતનું કામ કરતો'તો એ. ટૂર્કિન ધારની બાજૂના બીડની જમીન એ ખેડતો'તો ત્યાં હું ઘોડે બેસીને એની પાસે ગયો તો ધીમા મીઠા અવાજે કોઈ કંઇક ગાતું હોય એવું મને લાગ્યું, અને એના સાંતીની અધવચ કંઇક બળતું'તું.'

'હં, પછી ?'

'જાણે અગ્નિદેવની નાનકડી જીભ હોય નહિ તેમ આ બળતું'તું. વધુ નજીક જઈને જોયું તો લાગ્યું કે એ તો પાંચ કોપેકની કિંમતની મીણબત્તી હતી અને સાંતી સાથે એ ચોટાડી હતી. પવન સૂસવતો હતો, છતાં મીણબત્તી એક પણ વાર બુઝાઇ નહિ.'

'ને એ બોલ્યો શું ?'

'એ કંઇ બોલ્યો જ નહિ. ફક્ત એણે મને દીઠો એટલે ઈસ્ટરની મુબારકબાદી મને આપી, ને ફરી પાછો પહેલાની પેઠે ગાવા લાગ્યો. ખેડતી વખતે એણે નવું પહેરણ પહેર્યું'તું, ને ઈસ્ટરનાં પ્રાર્થનાગીત એ ગાતો'તો. ચાસ પૂરો થાય એટલે એ દિશા ફેરવીને હળને હચમચાવતો, પણ છતાં પેલી મીણબત્તી બિલકુલ બુઝાતી નહિ. હા, હળ સાથે બાઝેલાં ઢેફાં ઉખેડી નાખી તેણે હળના દાંડા ફેરવીને ઊંચકયા એ વખતે હું પાસે જ ઊભો હતો, પણ જેટલી જેટલી વાર એણે હળ ફેરવીને બીજી દિશામાં લીધું તેટલી બધી વાર મીણબત્તી તો પહેલાંની જેમ જ બળ્યા કરતી'તી.'

'તેં એને શું કહ્યું ?'

'મેં તો કંઇ ન કહ્યું, પણ બીજા કેટલાક ખેડુ એની પાસે આવી એની ઠેકડી કરવા લાગ્યા. "જા જા એલા!" એ લોકોએ

કહ્યું. "પવિત્ર સપ્તાહમાં ખેતી કરી એનું પાપ ધોતાં તો સ્ચિીફને સો વરસ જોઇશે."'

'ને એનો એણે શો જવાબ આપ્યો?'

'આટલો જ: "જગત પર શાંતિ પ્રસરો અને માનવો પ્રત્યે સદ્ભાવ રહો." આટલું કહી તે પોતાના સાંતી પર નમ્યો, પોતાના ઘોડાને એણે પંપાળ્યો, અને ધીમે અવાજે એ મનમાં ગીત ગાવા લાગ્યો. ને આ બધો વખત મીણબત્તી તો એકસરખી બળ્યા કરી અને એક પણ વાર ઓલવાઈ જ નહિ.'

હવે કામદાર હસતો બંધ થઈ ગયો, ને વીણા બાજૂ પર મૂકી એણે પોતાનું માથું પોતાની છાતી પર નાખી દીધું અને એ વિચારમાં ગરકાવ બની ગયો.

રસોઇયણ તથા મુખીને એણે રજા આપી અને પછી એમ ને એમ બસ બેસી જ રહ્યો. પછી તે શયનખંડના પડદા પાછળ જઈ પલંગ પર પડ્યો અને ભારને લીધે ચૂંચૂં કરતા ગાડાની પેઠે એ નિઃશ્વાસ નાખી ઊંકારા કરવા લાગ્યો. એની સ્ત્રીએ એની પાસે જઈ એની આગળ ખેડૂતોની ફરી વળી વકીલાત કરવા માંડી, પણ ઝાઝી ઘડી સુધી એણે કંઈ ઉત્તર વાળ્યો નહિ.

પણ આખરે એ બોલ્યો, 'એ માણસે મારા પર જીત મેળવી. હવે મને બધું સમજાય છે.'

એની સ્ત્રી તો હજુ એની આગળ ખેડૂતોનો પક્ષ ખેંચવા લાગી.

'ભલા થઇને જઈ' તેણે કાલાવાલા કરી કહ્યું, 'ખેડૂતોને છુટ્ટી આપો. આ તો કાંઈ નથી થયું હજી. અત્યાર સુધીમાં તમે જે કામો કર્યાં છે તે બેધડક કર્યાં છે તે યાદ કરી જુઓને જરાક. એ કરતાં ડર ન લાગ્યો તો અત્યારે આમાં શાનો ડર લાગે છે?'

પણ ફરી પણ પાછો એણે એનો એ ઉત્તર આપ્યો, 'એ

માણસ મને જીતી ગયો, મારા તો હવે ભાંગીને ભૂકા થઈ ગયા. તું સાજી સમી છો ત્યાં જતી રહે. આ વાતમાં એથી વધુ કંઈ તારાથી સમજાશે નહિ.'

એમ કહીને એ ત્યાં ને ત્યાં પડી રહ્યો.

પણ સવારમાં એ ઊઠ્યો અને રોજની પેઠે પોતાને કામે બહાર નીકળ્યો. છતાં આજે એ અગાઉનો માઇકેલ સેમેનોવિચ નહોતો. એના હૃદયને કંઈક ઘા વાગ્યો છે એ વાત તરત દેખાઈ આવતી હતી. વારંવાર એ ગમગીન બની જતો, કશા કામમાં ચિત્ત પરોવી શકતો નહિ, અને સૂનમૂન થઈને ઘેર બેસી રહેતો. એની સત્તા પણ લાંબો વખત નભી નહિ. સંત પીટરનો ઉત્સવ આવ્યો એટલે જાગીરદાર પોતે પોતાની જાગીરની ખબર કાઢવા આવ્યો. પહેલે જ દિવસે તેણે કામદારને મળવા બોલાવ્યો, પણ કામદાર માંદગીને બિછાને પડ્યો હતો. તેણે એને બીજે દિવસે બોલાવ્યો, તો બીજે દિવસે પણ એ માંદગીને બિછાને પડ્યો હતો. પછી જાગીરદારને ખબર મળ્યા કે કામદાર શરાબ બહુ ઢીંચે છે, એટલે એને તેણે એની જગ્યાએથી રદ કર્યો. છતાં આ માજી કામદાર જાગીરને વળગી રહ્યો. પણ એ કંઈ કામ કરતો નહિ અને દહાડે દિવસે એ વધુ ને વધુ ગમગીન બનતો જતો. એની પાસે જે કંઈ માલમિલકત હતી તે વેચીને એ દારૂ પી આવતો, અને નીચે ઊતરતાં ઊતરતાં એ એવી હીણી દશાએ પહોંચ્યો કે પોતાની બૈરીના શાલદુશાલા ચોરી તેના બદલામાં એ દારૂ પીવા લાગ્યો. ખેડુ લોકો પણ એની દયા ખાતા અને એને દારૂ આપતા. આવી હાલતમાં એણે લગભગ એક વરસ કાઢ્યું ને આખરે દારૂમાં ને દારૂમાં એ ખપી ગયો.

# રોષસંયમ

**જૂના** જમાનામાં એક ભલો માયાળુ માણસ થઈ ગયો. એની પાસે પુષ્કળ માલમત્તા હતી અને ઘણા ગુલામો એની સેવા કરતા. અને આ ગુલામો પોતાના માલિકને માટે મગરૂર બનીને કહેતા:

'આખી દુનિયામાં આપણા શેઠ ક્યાંયે થવાના નથી. એ આપણને સરસ ખોરાક પોશાક આપે છે અને આપણા ગજા જેટલું જ કામ આપણને સોંપે છે. કોઈના પર એ ખાર રાખતા નથી, ને કદી કોઈને કડવો સુખન કહેતા નથી. બીજા માલિકો ગુલામો તરફ જાનવરથી પણ ખરાબ વર્તન રાખે છે: એમનો વાંક હોય કે ન હોય તોય એમને સજા કરે છે અને એમના તરફ એક પણ માયાભર્યું વચન બોલતા નથી. પણ આપણો માલિક એવો નથી. એ તો આપણું રૂડું ઇચ્છે છે, આપણું ભલું કરે છે, અને આપણને માયાભર્યાં વેણ કહે છે. આંહીં છે તેથી વધુ સારું જીવતર આપણે જોઈતું નથી.'

ગુલામો આમ પોતાના માલિકનાં વખાણ કરતા હતા એ જોઈ **શયતાન**ને અદેખાઈ આવી. ગુલામ અને તેમના માલિક વચ્ચે આટલો બધો પ્રેમ અને સુમેળ જોઈને તે ચિડાયો, એટલે આ ગુલામોમાં એક **આલેબ** નામે માણસ હતો તેને એણે હાથ કર્યો અને બીજા ગુલામોને ચળાવવા એણે તેને આજ્ઞા આપી.

પછી એક વાર સઘળા ગુલામો આરામમાં બેઠા બેઠા પોતાના માલિકનાં ગુણગાન કરતા હતા ત્યાં આલેબે સૌથી મોટો ઘાંટો કાઢીને કહ્યું :

'આપણા માલિકની ભલાઈ ને વખાણી વખાણીને એટલી બધી સાતમે આસમાન ચડાવી દેવી એ તો મૂર્ખાઈનું કામ છે. ગમતું બધું કરો તો તો ખુદ સેતાન પણ તમારા પર માયા રાખે. આપણે આપણા માલિકની બરાબર ચાકરી કરીએ છીએ, એકેએક વાતમાં એની મરજી પ્રમાણે ચાલીએ છીએ, ને એની શી ઇચ્છા હશે તેનો આગળથી ખ્યાલ કરી મૂકીને કોઈ પણ વાત એના મનમાં આવી કે તરત આપણે તેનો અમલ કરીએ છીએ. પછી આપણા પર માયા ન રાખે તો બીજું શું કરે ? એની મરજી પ્રમાણે ચાલવાને બદલે એને જરા ઈજા કરી જુઓ, અને જુઓ પછી શું પરિણામ આવે છે તે. તો પછી એ પણ બીજાની જેમ જ વર્તશે, અને ખરાબમાં ખરાબ માલિકોની પેઠે એ પણ બૂરાઈના બદલામાં બૂરાઈ જ બતાવશે.'

બીજા ગુલામોએ આલેબની વાતનો ઇનકાર કર્યો અને આખરે તેમણે એની સાથે હોડ બકી. આમાં શરત એવી કરી કે આલેબે માલિકને ગુસ્સે કરવો ને એમાં જો એ નિષ્ફળ જાય, તો એને તહેવારની ભેટ તરીકે જે પોશાક મળવાનો હતો તે તેણે આપી દેવો; પણ જો એમાં તે સફળ થાય તો બીજા ગુલામોએ પોતાના તહેવારના પોશાક એને આપી દેવા. વિશેષમાં માલિક તેને કંઈ ઈજા કરે તો તેનો બચાવ કરવાનું અને તેને બેડીથી જકડે તો છૂટો કરવાનું પણ એ ગુલામોએ આલેબને વચન આપ્યું. આવી શરત કરી આલેબે બીજે દિવસે સવારે પોતાના માલિકને ગુસ્સે કરવાનું બીડું ઝડપ્યું.

આલેબ ભરવાડનું કામ કરતો, એટલે ચોખ્ખી ઓલાદનાં ને ભારે કિંમતનાં એવાં ઘેટાંનો મોટો જથ્થો એની પાસે રહેતો. આ બધાં ઘેટાં માટે એના માલિકને ખૂબ પ્યાર હતો. એટલે બીજે દિવસે સવારે આ કિંમતી ઘેટાં દેખાડવા કેટલાક મહેમાનોને લઈને માલિક ઘેટાંના વાડામાં આવ્યો ત્યારે 'હવે જોજો, હું એને કેવો ગુસ્સે કરું છું તે બરાબર નિહાળજો' એમ જાણે કહેતો હોય તેવી રીતે પોતાના સાથીઓ સામે જોઈ એણે આંખનો મીચકારો માર્યો.

સઘળા ગુલામો ટોળે મળ્યા, અને દરવાજામાંથી કે વંડી ઉપર થઈને જોવા લાગ્યા. શયતાન પણ પાસેના એક ઝાડ પર ચડી પોતાનો સેવક સોંપેલું કામ કેવુંક કરે છે તે જોવા લાગ્યો. માલિક મહેમાનોને લઈ વાડામાં ફરવા લાગ્યો તથા ઘેટીઓ તથા તેનાં બચ્ચાં તેમને બતાવવા લાગ્યો. આમ ફરતાં ફરતાં પોતાનું સારામાં સારું ઘેટું હતું તે મહેમાનોને બતાવવાની એને એકાએક ઇચ્છા થઈ.

'બધા ઘેટા ભારે કિંમતી છે,' એ બોલ્યો, 'પણ મારી કને એક ઘેટો છેક પાસે પાસે વળેલા શીંગડાવાળો છે તેની તો કિંમત જ ન થાય એવું છે. મારે મન તો તે મારી આંખની કીકી જેટલો મોંઘો છે.'

અજાણ્યા માણસોને દેખી ઘેટાં વાડામાં દોડાદોડ કરવા લાગ્યાં, એટલે મહેમાનો પેલા ઘેટાને બરાબર નિરખીને જોઈ શક્યા નહિ. દોડતો દોડતો એ ઘેટો પાછો ઊભો રહ્યો ત્યાં તો જાણે અકસ્માત્ બનતું હોય એવી રીતે આલેબે ઘેટાંને ચમકાવ્યાં એટલે આ ઘેટો બીજાં ઘેટાં ભેળો પાછો ભળી ગયો. આથી માલિક વાત કરતો હતો તે અમૂલ્ય ઘેટો કયો તે મહેમાનો નક્કી કરી શક્યા નહિ. ઝાઝી ઘડી આમ થવાથી માલિક આખરે થાકી ગયો.

'અરે ભાઈ આલેબ,' તે બોલ્યો, 'ભલો થઈને પાસે પાસે વળેલાં શીંગડાંવાળો પેલો આપણો સૌથી સારો ઘેટો છે તેને હાથ કરી મારી પાસે લાવ. એને ખૂબ સંભાળથી પકડજે હો અને પળવાર એને શાંતિથી થોભી રાખજે.'

માલિક આટલું બોલ્યો કે તરત જ **આલેબ** સિંહની પેઠે ઘેટાંના ટોળા પર તૂટી પડ્યો અને પેલા અમૂલ્ય ઘેટાને એણે સજ્જડ રીતે સપડાવ્યો. તેના ઊનના વાળ કકડાવીને ઝાલી એણે તેને પાછલા ડાબા પગથી પકડ્યો, અને પોતાનો માલિક દેખે એમ તેને ઊંચકી એ પગને એવો આંચકો માર્યો કે સૂકલ ડાળીની પેઠે એક કડાકો બોલ્યો. આ રીતે એણે તે ઘેટાનો પગ ભાંગી નાખ્યો એટલે તે ચીસો નાખતો ઘૂંટણભર પડ્યો. ડાબો પગ અમળાઇને આમ સાવ લંગડો બની ગયો એટલે **આલેબે** પાછલો જમણો પગ પકડ્યો. મહેમાનો ને ગુલામો આ દેખી ભયમિશ્રિત આશ્ચર્યથી ચીસ પાડી ઊઠ્યા; ને ઝાડ પર બેઠેલો શયતાન તો **આલેબે** પોતાનું કામ આવી કુશળ રીતે બજાવ્યું જાણી ખુશખુશાલ બની ગયો. માલિક આ જોઈ ઘેરાએલા વાદળ જેવો કાળો પડી ગયો, ભવાં ચડાવી તેણે પોતાનું માથું નીચું નાખી દીધું, અને એક પણ અક્ષર તે બોલ્યો નહિ. મહેમાનો ને ગુલામો ચૂપ થઈ ગયા ને હવે આગળ શું બને છે તેની વાટ જોવા લાગ્યા. પળવાર શાંત રહી માલિકે જાણે પોતા પરનો કોઈ બોજો ખંખેરી નાખતો હોય એવી રીતે પોતાની કાયાને જરા ઢંઢોળી. પછી તેણે પોતાનું માથું ઊંચું કર્યું અને આકાશ ભણી આંખો કરી થોડી વાર તે એ સ્થિતિમાં રહ્યો. એટલામાં તેના મોં પર જે કરચલીઓ પડી હતી તે અદૃશ્ય થઈ ગઈ અને **આલેબ** ભણી નીચે નજર કરી તેણે સસ્મિત કહ્યું:

'અરે **આલેબ**, **આલબ**! તારા માલિકે મને ગુસ્સે કરવાનું તને ફરમાવેલું, પણ મારો માલિક તારા માલિક કરતાં બળવાન છે. જો, હું તારા પર ગુસ્સે નથી થયો, પણ હું તો તારા માલિકને ગુસ્સે કરીશ. તને બીક છે કે હું તને સજા કરીશ. વળી તને ઘણા વખતથી મુક્ત થઈ જવાની ઇચ્છા છે. તો હું તને જણાવી દઉં કે સજા તો હું તને કરવાનો નથી જ, પણ, મુક્ત થવાની તારી ઇચ્છા છે તો આ મારા મહેમાનો દેખતાં જ હું તને મુક્ત કરું છું. તારે જવું હોય ત્યાં સુખેથી જા, અને તહેવારની ભેટનો તારો પોશાક પણ સાથે લેતો જા!'

આમ કહી એ માયાળુ માલિક મહેમાનોને લઈ ઘર તરફ પાછો ફર્યો; પણ **શયતાન** તો દાંત કચકચાવતો ઝાડ પરથી હેઠે પડ્યો અને જમીનની અંદર પેસી ગયો.

૧૮૮૫

# મોટેરાં કરતાં તો નાની છોકરીઓ ડાહી

ઈસ્ટરના આરંભના દિવસો હતા. બરફગાડી ચાલતી તે હજુ હમણાં જ બંધ થઈ હતી; વાડાઓમાં હજુ બરફ જામેલો પડયો હતો; અને ગામની શેરીઓમાં થઈ પાણીની નીકો ચાલી રહી હતી.

એક ઠેકાણે વાડાઓમાંથી વહીને એકઠા થએલા પાણીનું ખાબોચિયું ભરાયું હતું ત્યાં બે ઘર વચ્ચેની એક ગલીમાં જુદા જુદા ઘરની બે નાનકડી છોકરીનો અકસ્માત્ ભેટો થઈ ગયો. આમાં એક છોકરી સાવ નાની હતી, ને બીજી જરા મોટી હતી. બન્નેની માતાએ તેમને નવાં ફ્રાક પહેરાવ્યાં હતાં. નાની છોકરીએ આસમાની ફ્રાક પહેર્યું હતું, તો બીજીએ પીળી છીંટનું પહેર્યું હતું, અને બન્નેએ લાલ રૂમાલ માથે બાંધ્યા હતા. એ બન્નેનો ભેટો થયો ત્યારે બન્ને દેવળમાંથી જ તરત પાછી ફરી હતી. બન્નેએ પહેલાં એકબીજાને પોતપોતાનાં સુંદર લૂગડાંઘરેણાં બતાવ્યાં અને પછી બન્ને સાથે રમવા લાગી. થોડી જ વારમાં પાણીમાં છબછબિયાં બોલાવવાનો તરંગ તેમના મગજમાં આવ્યો, એટલે નાની છોકરી જોડા વગેરે બધું પહેરીને ખાબોચિયામાં પગ મૂકવા જતી હતી ત્યાં મોટીએ તેને વારી:

'માલાશા, એમ અંદર પડીશ મા,' તે બોલી, 'નહિ તો તારી

બા તને વઢશે. હું તો મારા જોડા ને મોજાં કાઢી નાખવાની છું, તું પણ કાઢી નાખ.'

બન્નેએ જોડા તથા મોજાં કાઢી નાખ્યાં ને પછી ઝભલાંના પાલવ ઊંચા રાખી ખાબોચિયાને સામસામે છેડેથી એક બીજાની તરફ તેમણે ચાલવા માંડયું. પાણી માલાશાની ઘૂંટી સુધી પહોંચ્યું, એટલે તે બોલી:

'આકુલ્યા, આ તો ઊંડું છે, મને તો બીક લાગે છે, બા!'

'ચાલી આવ તું તારે,' બીજી છોકરીએ જવાબ આપ્યો. 'બીશ મા. હવે એથી કંઈ ઊંડું નહિ આવે.'

બન્ને જણી નજીક આવી એટલે આકુલ્યાએ કહ્યું:

'જોજે હો માલાશા, છાંટા ઉડાડીશ મા. ધ્યાન રાખીને ચાલજે.'

તે આમ પૂરું બોલી ન રહી ત્યાં તો માલાશાએ પોતાનો પગ જોરથી પાણી પર અફાળ્યો, એટલે એનું પાણી ઊછળીને બરાબર સીધેસીધું આકુલ્યાના ફરાક પર પડયું. આથી ફરાક પર તેમ આકુલ્યાનાં આંખનાક પર પણ છાંટા ઊડયા. પોતાના ફરાક પર પડેલા ડાઘા દેખીને તે ગુસ્સે થઈ અને માલાશાને મારવા તેની પાછળ દોડી: આથી માલાશા બી ગઈ, અને પોતે આફતમાં આવી પડી એમ જાણી તે ઝટઝટ ખાબોચિયાંમાંથી બહાર નીકળી ગઈ અને ઘર તરફ દોડી જવાની તેણે તૈયારી કરી. તાકડે એ જ વખતે આકુલ્યાની મા ત્યાં થઈને પસાર થઈ. પોતાની દીકરીના પાલવ પર ડાઘા પડેલા જોઈને તથા તેની બાંયો ગંદી થએલી દેખીને તે બોલી:

'એલી ગંદી તોફાની છોકરી, શું કરે છે તું આંહીં?'

'માલાશાએ જાણીજોઈને મારું આ બધું બગાડયું,' છોકરીએ જવાબ આપ્યો:

આ સાંભળી **આ**કુલ્યાની માએ **મા**લાશાને ઝાલી અને તેની ઓચી પર ધપ્પો લગાવી દીધો. આથી **મા**લાશાએ એવો ભેંકડો આદર્યો કે આખો મહોલ્લો ગાજી ઊઠ્યો. એનો ઘાંટો સાંભળીને તેની મા બહાર આવી.

'મારી છોકરીને કેમ મારો છો?' તે બોલી અને પોતાની પડોશણ સાથે વઢવા લાગી. પછી તો એકે એક આકરું વેણ કાઢ્યું એટલે બીજીએ સામું બીજું એથી વધુ આકરું કાઢ્યું ને એમ બન્ને વચ્ચે જુસ્સાભરી તકરાર જામી. એ જોઈને આદમીઓ પણ બહાર આવ્યા ને શેરીમાં એક ટોળું એકઠું થયું. ટોળામાં બધાં હોકારા પાડવા લાગ્યાં એટલે કોઈ કોઈનું કાને પડ્યું સાંભળી શકે એમ નહોતું. આમ એ સૌ તકરાર કર્યા કરતાં હતાં તેમાં એક જણે હડસેલો માર્યો એટલે વાત મારામારી પર આવી પહોંચવાની અણી પર હતી તેવામાં **આ**કુલ્યાની ઘરડી દાદી ડગલાં દેતી એ ટોળામાં આવી અને સૌને ટાઢાં પાડવા યત્ન કરવા લાગી.

'શું ધાર્યું છે બાપુ, આ બધું તમે? આવું તે કંઈ ઠીક કહેવાતું હશે? ને તે પણ પાછું આવા પાક દિવસે! આવા દિવસે તો આનંદ કરવાનો હોય, કંઈ આવી મૂરખામી કરવાની ન હોય.'

પણ આ વૃદ્ધ બાઈની વાત કોઈએ કાને ધરી નહિ અને એને એવો ધપ્પો માર્યો કે તે પડતી પડતી માંડ બચી. **આ**કુલ્યા તથા **મા**લાશા બન્ને જો મદદે આવી ન હોત તો આ ટોળાને તે ટાઢું પાડી શકત નહિ. પણ સ્ત્રીઓ આમ એકબીજાને ભાંડતી હતી એવામાં **આ**કુલ્યાએ પોતાના ફ્રાકને ચોંટેલો ગારો ધોઈ નાખ્યો અને ફરી પાછી તે પેલા ખાબોચિયા પાસે ગઈ. તેણે એક પથરો લીધો અને તે વડે ખાબોચિયાના આગલા ભાગની જમીન તેણે ખણવા માંડી, જેથી અંદરનું પાણી શેરીમાં ચાલ્યું જાય એવી

એક નીક બને. માલાશા પણ તરત એ કામમાં ભળી અને એક છોડિયું લઈ તેણે નીક ખોદવામાં મદદ કરવા માંડી. આદમીઓ મારામારીની તૈયારી કરતા હતા તે જ વખતે બરાબર આ નાની છોકરીઓએ ખોદેલી નીકમાંનું પાણી પેલી ડોશી આ આદમીઓ શાંત કરવા મથતી હતી તે જ જગ્યાએ વહેતું વહેતું આવી પહોંચ્યું. છોકરીઓ પોતે પણ આ વહેતા પાણીના રેલા પાછળ પાછળ ત્યાં આવી. બન્ને છોકરી આ રેલાની બે સામસામી બાજૂએ દોડતી હતી.

'પકડજે હો માલાશા! પકડજે!' આકુલ્યાએ બૂમ પાડી; પણ માલાશાને તો એટલું બધું હસવું આવતું હતું કે એનાથી કંઈએ બોલી શકાતું નહોતું.

પોતાના કામથી ખૂબ આનંદમાં આવી જઈને આ બન્ને નાની છોકરીઓ પેલા લાકડાના છોડિયાને પાણીમાં તરતું જોતી જોતી માણસોનું ટોળું ઊભું હતું તેમાં ધસી, એટલે આ બન્નેને જોઈ પેલી ડોશીએ આદમીઓને કહ્યું:

'તમને તે કંઈ શરમ નથી આવતી? આ નાની છોકરીઓ પોતે તો બધું ભૂલી જઈને મજાથી ભેગી રમે છે, ને છતાં એમને કારણે આમ લડયા કરવું એ તે કંઈ રીત છે? કેવી વહાલી લાગે છે એ છોકરીઓ! તમારા કરતાં તો એ નાની છોકરીઓ ડાહી છે!'

આદમીઓએ આ નાની છોકરીઓ ભણી નજર નાખી એટલે તેઓ શરમાઈ ગયા, અને પોતાની મૂર્ખાઈ પર હસતા હસતા પોતપોતાને ઘેર ગયા.

માટે જ કહ્યું છે કે:

'તમે બદલાઇને નાના બાળક જેવા નહિ બનો ત્યાં સુધી તમે કોઇ રીતે સ્વર્ગધામમાં પેસી નહિ શકો.'

૧૮૮૫

# ક્રીસસ અને સોલન

**પ્રાચીન** સમયમાં—ઇસુના અવતાર પૂર્વે ઘણાં ઘણાં વરસો ઉપર—એક દેશમાં **ક્રીસસ** નામે મોટો રાજા રાજ્ય કરતો હતો. એની પાસે પુષ્કળ સોનુંરૂપું હતું, રત્નો પણ ઘણાં હતાં તેમ સિપાઈઓ ને ગુલામો પણ અસંખ્ય હતા. એટલે એ સાચેસાચ એમ માનતો કે આખી દુનિયામાં પોતા કરતાં વધુ સુખી માણસ કોઈ જ નહિ હોય.

પણ એક દિવસ **ક્રીસસ** રાજ્ય કરતો હતો તે દેશમાં **સોલન** નામે એક ગ્રીક ફિલસૂફ અકસ્માત્ આવી ચડ્યો. દૂર દૂર પ્રદેશો સુધી **સોલન**ની કીર્તિ પ્રાજ્ઞ ને ન્યાયી પુરુષ તરીકે પ્રસરી હતી. આ કીર્તિ **ક્રીસસ**ના કાન સુધી પણ પહોંચેલી, એટલે **સોલન**ને પોતાના દરબારમાં બોલાવવાની રાજાએ આજ્ઞા આપી.

ભારે ભભકાદાર વસ્ત્રાલંકાર પહેરીને **ક્રીસસ** પોતાના રાજસિંહાસન પર બેઠો હતો એવામાં **સોલન** આવ્યો એટલે તેણે એને પૂછ્યું: 'આથી વધુ ભભકો તમે કદી ક્યાંયે જોયો છે?'

'જરૂર, મેં જોયો છે,' **સોલને** જવાબ આપ્યો. 'મોર, મરઘા, કૂકડા એ સૌ એવા વિવિધ ને વળી એવા તેજદાર રંગોથી ચમકે છે કે કોઈ પણ કલાકૃતિ કદી પણ એની તોલે આવી શકે નહિ.'

**ક્રીસસ** મૂંગો મૂંગો મનમાં વિચાર કરવા લાગ્યો: 'આને

ચકિત કરવા માટે આટલું જવાહીર પૂરતું નથી લાગતું, માટે આને કંઈ વિશેષ દેખાડું.'

એટલે તેણે પોતાના સઘળા રત્નભંડારનું સોલન આગળ પ્રદર્શન ભર્યું, તેમ પોતે જે શત્રુઓને હણેલા તથા જે દેશોને તાબે કરેલા તે બન્નેનો મોટો આંકડો બતાવી એ ફુલાવા લાગ્યો. પછી તેણે પેલા ફિલસૂફને કહ્યું:

'તમે આ દુનિયા પર ઘણાં વરસ ગાળ્યાં છે અને ઘણા દેશો જોયા છે, તો આ બધામાં સૌથી સુખી મનુષ્ય તમે કોને ગણો છો એ મને કહો.'

'સૌથી સુખી માણસ તો હું એથેન્સમાં એક ગરીબ આદમી વસે છે તેને ગણું છું,' સોલને ઉત્તર આપ્યો.

આ ઉત્તર સાંભળીને રાજા આભો બની ગયો, કારણકે એને મનમાં ખાતરી હતી કે સૌથી સુખી માણસ તરીકે સોલન તેનું પોતાનું જ નામ દેશે; ને એમ છતાં આ ફિલસૂફે તો એક છેક અજાણ્યા આદમીનું નામ આપ્યું!

'એમ કેમ કહો છો તમે?' ક્રીસસે પૂછ્યું.

'કેમકે જે માણસની હું વાત કરું છું તેણે જીવનભર કામ કર્યું છે, થોડાથી સંતોષ માન્યો છે, સુંદર સંતતિ ઉછેરીને જગતને આપી છે, પોતાના નગરની પ્રતિષ્ઠાભરી સેવા કરી છે, અને પોતાને માટે ઊંચી કીર્તિ મેળવી છે.'

આ શબ્દો સાંભળ્યા એટલે ક્રીસસ આવેશપૂર્વક બોલી ઊઠચો:

'ને મારા સુખને શું તમે વિસાતવગરનું ગણો છો, અને તમે જણાવેલા માણસ સાથે મારી તુલના પણ ન થઈ શકે એમ શું તમે માનો છો?'

આના જવાબમાં સોલને કહ્યું:

'ઘણી વાર એવું બને છે કે તવંગર કરતાં ગરીબ માણસ

વધુ સુખી હોય છે. વળી કોઈ પણ માણસને મર્યા પહેલાં તો સુખી કહેવો જ નહિ.'

સોલનના આ શબ્દોથી રાજાને કંઈ આનંદ થયો નહિ તેમ એનાં વચનમાં તેને કંઈ વિશ્વાસ પણ બેઠો નહિ, એટલે તેણે એને વદાય કર્યો.

'આવા સોગિયાની તે કોણ પરવા કરે છે!' તેને મનમાં થયું. 'માણસે તો જીવતાં સુધી લહેર કરવી.'

આમ તે સોલનની વાત સાવ ભૂલી ગયો.

થોડા જ વખતમાં રાજાનો પુત્ર શિકારે ગયો ત્યાં કંઈક માઠા અકસ્માતથી તે ઘાયલ થયો અને એ ઘાને લીધે તે મરણ પામ્યો. પછી ક્રીસસને સમાચાર મળ્યા કે મહા બળવાન સમ્રાટ સાઇરસ તેની સાથે લડવા આવે છે.

એટલે ક્રીસસ મોટું લશ્કર લઈને સાઇરસ સામે લડવા ગયો, પણ શત્રુ તેના કરતાં જોરાવર નીવડ્યો, એટલે યુદ્ધમાં જય મેળવી તથા ક્રીસસના સૈન્યના ચૂરેચૂરા કરી નાખી તે રાજનગરમાં ધસી આવ્યો.

પછી આ પરદેશી સિપાઈઓ ક્રીસસની સકળ સંપત્તિ લૂંટવા લાગ્યા, સઘળા વતનીઓને ઠાર કરવા લાગ્યા, તથા આખા શહેરને ખેદાનમેદાન કરી આગ લગાડવા લાગ્યા. એક સિપાઈએ તો ખુદ ક્રીસસને જ પકડ્યો, ને તેના શરીરમાં કટાર ઘોંચી દેવા જતો હતો ત્યાં રાજાનો પુત્ર એકદમ પોતાના પિતાનું રક્ષણ કરવા ધસી આવ્યો અને મોટેથી બોલી ઊઠ્યો:

'એમને જરાએ ઈજા કરશો મા. એ તો રાજા ક્રીસસ છે!'

એટલે સિપાઈઓએ ક્રીસસને જકડ્યો અને સમ્રાટ પાસે લઈ ગયા; પણ એ વખતે સાઇરસ પોતાના વિજયોત્સવની મિજબાની માણવામાં પડ્યો હતો, એટલે તે બંદીવાન સાથે વાત કરી શકે એમ નહિ હોવાથી ક્રીસસને ઠાર કરવાની તેણે આજ્ઞા આપી.

નગરના ચોકમાં સિપાઈઓએ એક ચોરસ ચિતા ખડકી, અને ક્રીસસને એક ખૂંટા સાથે બાંધી એ ચિતા પર બેસાડી તેને આગ લગાડી.

ક્રીસસે આસપાસ પોતાના નગર તરફ તથા પોતાના રાજ-મહેલ તરફ નજર કરી. આ વખતે તેને પેલા ગ્રીક ફિલસૂફના શબ્દો સાંભર્યા, એટલે તે એકાએક રડી પડયો અને ફક્ત આટલું જ બોલી શકયો કે:

'ઓ સોલન! સોલન!'

સિપાઈઓ ચિતાની ચારે બાજૂએ ઘેરો વળીને ઊભા હતા. એવામાં આ દેહાંતદંડની શિક્ષા થતી જોવા સમ્રાટ સાઈરસ પોતે આવી પહોંચ્યો. આવતાં આવતાં તેણે ક્રીસસે ઉચ્ચારેલા શબ્દો સાંભળ્યા, પણ એનો કંઈ અર્થ તે સમજી શકયો નહિ.

એટલે ક્રીસસને ચિતા બહાર લાવવાનો તેણે હુકમ કર્યો, અને હમણાં જ તે જે શબ્દો બોલેલો તે વિશે તેને પૂછ્યું એટલે ક્રીસસે ઉત્તર આપ્યો:

'એ તો મેં ફક્ત એક સુજ્ઞ પુરુષનું નામ ઉચ્ચાર્યું. એ સુજ્ઞ પુરુષે મને એક મહાસત્ય કહેલું—પૃથ્વી પરના સકળ દ્રવ્યભંડાર કરતાં પણ વધારે કિંમતી અને આપણા રાજવૈભવ કરતાં પણ વધારે મૂલ્યવાન એવું એક મહાસત્ય મને કહેલું.'

પછી ક્રીસસે સોલન સાથે પોતાને થએલી વાતચીત સાઈરસ આગળ કહી સંભળાવી. એ વાત સાંભળીને સમ્રાટના હૃદય પર પણ સચોટ અસર થઈ, કેમકે તેને વિચાર આવ્યો કે પોતે પણ કેવળ મનુષ્ય જ છે, અને પોતાના નસીબમાં પણ આગળ શું લખ્યું હશે એની પોતાને પણ કશી ખબર નથી: એટલે આખરે એણે ક્રીસસ પર મહેર બતાવી અને એ તેનો મિત્ર બનીને રહ્યો.

# એલિયાસ

ઉફા રિયાસતમાં એક વાર એલિયાસ નામે એક **બાશ્કીર** રહેતો હતો. તેનો પિતા તેને પરણાવીને વરસ દહાડામાં ગુજરી ગયો, ને કંઇ બહુ મિલકત મૂકતો ન ગયો. એલિયાસ પાસે એ વખતે સાત ઘોડી, બે ગાયો, ને આશરે વીસ ઘેટાં એટલી જ મિલકત હતી, પણ એને વ્યવસ્થા કરતાં સારી આવડતી હતી, એટલે થોડા જ વખતમાં એ વધુ માલ સંપડાવવા લાગ્યો. એ અને એની બૈરી બન્ને સવારથી રાત સુધી મહેનત કરતાં: સૌથી વહેલાં ઊઠતાં અને સૌથી મોડાં સૂતાં; એટલે વરસે વરસે એની મિલકતમાં વધારો થવા લાગ્યો. આવું જીવન ગુજારતાં ગુજારતાં એલિયાસે ધીરે ધીરે કરતાં પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું. પાંત્રીસ વરસ પછી એની પાસે ૨૦૦ ઘોડાં, ૧૫૦ ઢોર, ને ૧૨૦૦ ઘેટાં થયાં. પગારદાર મજૂરો તેનાં ઢોર તથા ઘેટાંને ચરાવતા, ને પગારદાર બાઈઓ તેની ઘોડી તથા ગાયો દોહી તેના દૂધમાંથી કૂમિસ,[1] માખણ, ને પનીર બનાવતી. એલિયાસને ત્યાં એકેએક વાતની છત હતી એટલે એ મુલકમાં એકેએક જણ એની અદેખાઈ કરતો. સૌ એને માટે કહેતાં:

૧ કૂમિસ એ ઘોડીના આથેલા દૂધમાંથી બનાવેલું એક જાતનું પેય છે.

'એલિયાસ તો ભાગ્યશાળી માણસ છે. એને ત્યાં એકેએક વાતની છત છે. આ સંસાર એને સુખધામ જેવો લાગતો હશે.'

એલિયાસની વાત સાંભળીને મોટા મોટા ઓદ્ધેદાર માણસો એની પિછાન કરવા પ્રયત્ન કરતા. દૂર દૂરથી એને મળવા મહેમાનો આવતા; અને સૌને એ આવકાર આપી સરસ ખાન-પાનથી તેમનો સત્કાર કરતો. એને ત્યાં ગમે તે આવે, પણ કૂમિસ, ચા, શરબત, અને માંસ તેને માટે હાજર થતું. જ્યારે જ્યારે મહેમાનો આવે ત્યારે ત્યારે એક ને કોઈવાર તો વળી બે ઘેટાં હલાલ કરવામાં આવતાં ને ઘણા મહેમાનો આવ્યા હોય તો તો વળી તેમને સારુ એ ઘોડી પણ હલાલ કરતો.

એલિયાસને બે દીકરા અને એક દીકરી એમ ત્રણ સંતાન હતાં અને એ ત્રણેને એણે પરણાવી દીધાં હતાં. એ ગરીબ હતો ત્યારે એના દીકરા એની સાથે કામ કરતા અને ઢોર તથા ઘેટાં પર જાતે દેખરેખ રાખતા; પણ એ તવંગર બન્યો એટલે એ વંઠી ગયા અને એક દીકરો તો દારૂની લતે ચડી ગયો. મોટો એક મારામારી થઈ તેમાં મરણ પામ્યો, ને નાનો મનમોજી બૈરીને પરણ્યો હતો એટલે પિતાની આજ્ઞા તે માનતો નહિ. આથી એ લોકો લાંબો વખત ભેગાં રહી શક્યાં નહિ.

એટલે તેઓ નોખાં થયાં, ને એલિયાસે પોતાના દીકરાને એક ઘર અને કેટલાંક ઢોર આપ્યાં, તેથી એની મિલકતમાં એટલો ઘટાડો થયો. તે પછી થોડા જ સમયમાં એલિયાસનાં ઘેટાંમાં કંઈક રોગચાળો ચાલ્યો, એટલે એનાં ઘણાં ઘેટાં તેમાં મરણ પામ્યાં. પછી દુકાળનું વરસ આવ્યું, એટલે ઘાસ થયું નહિ તેથી ઘણાં ઢોર એ શિયાળામાં મરી ગયાં. પછી તેનાં સર્વોત્તમ ઘોડાંનો એક જથ્થો કિર્ગીઝ લોકો ઉઠાવી ગયા, અને

એ રીતે એલિયાસનો માલ ઓછો થઈ ગયો. એક બાજૂથી એનો માલ આમ ઘટતો ગયો તો બીજી બાજૂથી એની કાયાનું કૌવત પણ ઓછું થતું ગયું. એ સિત્તેર વરસનો થયો ત્યાં એવી સ્થિતિ આવી કે એણે પોતાના ઘાબળા, જાજમો, પલાણો, ને તંબૂઓ વેચવા માંડ્યાં. છેવટે પોતાનાં બાકીનાં ઢોર પણ એને કાઢી નાખવા પડ્યાં અને ભૂખમરો એના મોં સામે આવીને ઊભો. આ બધું કેમ બન્યું એની એને સૂઝ પડે તે પહેલાં તો એ સઘળું ગુમાવી બેઠો, અને વૃદ્ધાવસ્થામાં એને તથા એની બૈરીને નોકરી ખોળવા નીકળવું પડ્યું. એલિયાસ પાસે આખરે અંગ પર પહેરેલાં કપડાં, રૂંવાટીનો એક ડગલો, એક પ્યાલો, ઘરમાં પહેરવાનાં પગરખાં તથા મોટા જોડા, અને હવે વૃદ્ધ બની ગએલી એની સ્ત્રી શામ-શેમાગી એ સિવાય બીજું કંઈ રહ્યું નહિ. એનાથી નોખો થએલો છોકરો દૂર દેશાવર ગયો હતો અને એની દીકરી ગુજરી ગઈ હતી, એટલે આ વૃદ્ધ પતિ પત્નીને મદદ કરે એવું કોઈ રહ્યું નહોતું.

આથી એમના પાડોશી મહમ્મદશાહને એમના પર દયા આવી. મહમ્મદશાહ ગરીબ પણ નહોતો તેમ તાલેવાન પણ નહોતો, પણ સુખચેનમાં દહાડા ગાળતો, અને સ્વભાવે તે ભલો હતો. એલિયાસનો અતિથિસત્કાર તેને યાદ આવતો, એટલે એની દયા ખાઈને તેણે કહ્યું:

'એલિયાસ, તમે ને તમારી બુઝર્ગ બાનૂ બન્ને આવીને મારી જોડે રહો. ઉનાળામાં મારા તરબુચના વાડામાં તમારાથી થાય તે કામ કરજો ને શિયાળામાં મારાં ઢોર ચરાવજો; ને શામ-શેમાગી મારી ઘોડી દોહીને તેના દૂધમાંથી કૂમિસ બનાવશે. હું તમને બન્નેને અન્નવસ્ત્ર આપીશ. તમારે કંઈએ જોઈએ તો મને કહેવું; એટલે તમને તે મળી રહેશે.'

એલિયાસે પોતાના પડોશીનો પાડ માન્યો, અને એણે તથા એની બૈરીએ મહમ્મદશાહને ત્યાં મજૂર તરીકે નોકરી કરવા માંડી. શરૂઆતમાં તો આ સ્થિતિ તેમને સખત લાગી, પણ પછી તે ટેવાઈ ગયાં, અને પોતાના ગજા પ્રમાણે કામ કરતાં જીવન ગાળવા લાગ્યાં.

આવાં માણસને રાખવામાં મહમ્મદશાહને તો લાભ જ જણાયો, કેમકે એક દહાડો તેઓ પોતે માલિક હતાં એટલે બધી વ્યવસ્થા કેમ કરવી તેની એમને ખબર હતી; વળી બન્ને જણ બેઠાડુ નહોતાં પણ બને તે બધું કામ તે કર્યા કરતાં. છતાં આવી સારી સ્થિતિમાં રહેલાં માણસોને છેક હીણી હાલતમાં આવી ગએલાં જોઈ મહમ્મદશાહને દુઃખ થતું.

એક વાર એવું બન્યું કે મહમ્મદશાહનાં કેટલાંક સગાં બહુ દૂર દૂરથી તેને મળવા આવ્યાં. તેમની સાથે એક મુલ્લા પણ હતો. એટલે એક ઘેટું લઈને હલાલ કરવાનું મહમ્મદશાહે એલિયાસને કહ્યું. એલિયાસે ઘેટાનું ચામડું ઊતરડી તેને બાફ્યું ને પછી મિજમાનોને ખાવા માટે મોકલી આપ્યું. મિજમાનો એ ગોસ્ત ઉડાવી ગયા, પછી તેમણે થોડી ચા પીધી, અને પછી કૂમિસ પીવા લાગ્યા. એક શેતરંજી પર નાખેલાં પીછાંનાં ગાદીતકિયા પર મહમ્મદશાહ સાથે બેસીને એ લોકો જામમાંથી ધીરે ધીરે કૂમિસ પીતા પીતાં વાતો કરતા હતા તેવામાં પોતાનું કામ પૂરું થતાં એલિયાસ ખુલ્લા બારણા આગળથી પસાર થયો. એને પસાર થતો દેખી મહમ્મદશાહે પોતાના મિજમાનોમાંથી એક જણને કહ્યું:

'હમણાં આંહીંથી ગયો એ ડોસાને જોયો તમે?'

'હા,' મિજમાને કહ્યું, 'કેમ, એનામાં કંઈ નવાઈ જેવું છે?'

'એટલું જ કે એક વાર અમારા સૌમાં એ સૌથી વધારે

તવંગર માણસ હતો,' અહમ્મદશાહે જવાબ આપ્યો. 'એનું નામ એલિયાસ. તમે એનું નામ તો સાંભળ્યું હશે જ.'

'અલબત્ત, મેં એનું નામ સાંભળ્યું છે,' મિજમાને કહ્યું: 'મેં એને કદી દીઠેલો નહિ, પણ એની નામના તો દૂર દૂર સુધી પસરી છે.'

'હા, ને હવે એની પાસે ફૂટી બદામ પણ રહી નથી,' અહમ્મદશાહે કહ્યું, 'એટલે આંહીં આપણે ત્યાં કામ કરવા રહ્યો છે, ને એની બુઝર્ગ ઓરત પણ આંહીં જ છે—તે ઘોડીને દોહવાનું કામ કરે છે.'

આ સાંભળીને મિજમાનને આશ્ચર્ય થયું. તેણે જીભથી ડચકારો બોલાવ્યો, ને માથું ધુણાવી કહ્યું:

'નસીબ તો પૈડાની જેમ ગોળ ગોળ ફર્યા કરે છે. એકને તે ઊંચે ચડાવે છે, તો બીજાને તે નીચે લાવે છે! આ બધું ગુમાવી બેઠો એનો એ ડોસાને ખેદ નથી થતો?'

'કેમ કહી શકાય? એ રહે છે તો શાંતિથી ને નિરાંતે સ્વસ્થ રીતે, અને કામ પણ બરાબર કરે છે.'

'હું એની સાથે વાત કરી જોઉં?' મિજમાને પૂછ્યું. 'મારે એના જીવનની વાત પૂછી જોવી છે.'

'શું કામ નહિ?' અહમ્મદશાહે કહ્યું અને એ સૌ કિબિટ્કા[2]માં બેઠાં હતાં ત્યાંથી બૂમ પાડી:

'બાબા, અંદર આવીને કૂમિસનો એક જામ લ્યો, અને તમારાં ઘરવાળાંને પણ સાથે લેતાં આવો.'

૨. કિબિટ્કા એ ફરતું ઘર છે. છૂટી પાડી શકાય એવી લાકડાની ચીપોનું તે બનાવેલું હોય છે ને તેના પર બનાતનું ઢાંકણ કરેલું હોય છે.

એલિયાસ પોતાની બૈરીને લઈને અંદર આવ્યો. પોતાના શેઠ તથા તેના મિજમાનો સાથે સામસામો સલામવિધિ પૂરો થયા પછી બંદગીનો કલમો પઢી એ બારણા આગળ બેઠો. એની બૈરી બાજૂમાં ચક નાખ્યો હતો તેની પાછળ પોતાની શેઠાણીની પાસે જઈને બેઠી.

એલિયાસને કૂમિસનો એક જામ આપ્યો; મિજમાનો તથા પોતાના માલિકનું આરોગ્ય ઇચ્છી, નમન કરી, એણે થોડુંક કૂમિસ પીધું, અને પછી જામ નીચે મૂકી દીધો.

'કાં, બાબા,' એની સાથે વાત કરવા માગતા પેલા મિજમાને કહ્યું, 'મને લાગે છે અમને દેખીને તમને કંઈક ખેદ થતો હશે. આ બધું જોઈને તમને તમારી આગલી સાહેબી યાદ આવતી હશે તથા તેની સાથે અત્યારની ખેદજનક હાલતનું ભાન થતું હશે.'

એલિયાસે મોં મરકાવીને કહ્યું:

'સુખ શું ને દુઃખ શું એની જો હું તમારી આગળ વાત કરું તો તમે મારી એ વાત માનો પણ નહિ. એટલે મારા કરતાં આ મારી બૈરીને જ પૂછી જુઓ તમે એ બાબત. એ ઓરત જાત છે, એટલે એને તો જેવું હૈયે એવું જ હોઠે હોય છે. તેથી બધી એ સાચી વાત તમને એ કરશે.'

મિજમાને ચક ભણી મોં ફેરવ્યું.

'કાં, અમ્મા,' તે બોલ્યો, 'તમારા આગલા સુખની સરખામણીમાં તમારી અત્યારની કમનસીબ હાલત તમને કેવીક સાલે છે?'

એટલે શામ-શેમાગીએ પડદા પાછળથી જવાબ આપ્યો:

'એ બાબતમાં મને જે લાગે છે તે તો આ છેઃ મારા ખાવિંદ ને હું પચાસ વરસ સુધી સુખની શોધમાં ભટકયાં પણ

અમને ક્યાંયે સુખ મળ્યું નહિ. અને આ છેલ્લાં બે વરસથી જ, અમારી બધી દોલત ખૂટી ગઈ ને અમે મજૂરી કરવા લાગ્યાં ત્યારથી જ, અમને સાચું સુખ મળવા માંડ્યું છે. એટલે અમે અમારી અત્યારની સ્થિતિ કરતાં વધુ સારું કશું ઇચ્છતાં જ નથી.'

આ સાંભળી મિજમાનોને તેમ શેઠને આશ્ચર્ય થયું; શેઠે તો ઊઠીને આ ડોશીનું મોં જોવા ચક પણ ખસેડી નાખ્યો, તો એ પોતાના હાથની અદબ વાળીને તથા પોતાના પતિ પર દૃષ્ટિ રાખીને સ્મિત કરતી બેઠી હતી; તેનું સ્મિત દેખીને ડોસાએ પણ તેના તરફ આછું સ્મિત કર્યું. પછી ડોશી આગળ બોલવા લાગી:

'કંઈ મશ્કરી નથી કરતી હો હું, પણ આ તમને ખરેખરી વાત કહું છું. અડધી સદી સુધી અમે સુખને માટે ફાંફાં માર્યાં, પણ તવંગર હતાં ત્યાં સુધી અમને કદી સુખ સાંપડ્યું જ નહિ. હવે અમારી પાસે કોડી સરખી રહી નથી ને મજૂરની પેઠે નોકરીએ રહ્યાં છીએ ત્યારથી અમને એટલું બધું સુખ મળવા માંડ્યું છે કે હવે અમને કોઈ વાતની કમીના લાગતી નથી.'

'પણ તમને સુખ શામાંથી મળે છે?' મિજમાને પૂછ્યું.

'કેમ વળી, જુઓ, આમાંથી મળે છે,' તેણે જવાબ આપ્યો. 'અમારી કને દોલત હતી ત્યારે મને ને મારા ખાવિંદને એટલી બધી જંજાળ રહેતી કે એકબીજા સાથે ઘડીવાર વાત કરવાનો પણ અમને વખત મળતો નહિ, તેમ અમારા આત્માના કલ્યાણનો વિચાર કરવાની કે ખુદાની બંદગી કરવાની પણ ફુરસદ મળતી નહિ. ઘડીકમાં અમારે ત્યાં મહેમાન આવતા, એટલે ક્યાંક તેઓ અમારું ઘસાતું બોલશે એવી બીક તેમને શું ખવરાવવું પીવરાવવું તથા શી બક્ષિસ આપવી તેનો વિચાર અમારે કરવો પડતો. એ લોકો જતા એટલે વળી પાછી અમારે

અમારા નોકરો પર દેખરેખ રાખવી પડતી, કેમકે તેઓ સારામાં સારો ખોરાક ખાઈને હમેશાં કામમાં દિલ્લદગડાઈ કરતા, ત્યારે અમારી દાનત એ લોકો પાસેથી બને તેટલું વધુમાં વધુ કામ મેળવવાની હતી. એ રીતે અમે પાપમાં પડતાં. વળી અમારા કોઈ વછેરા કે વાછરડાને વરુ ક્યાંક ફાડી ખાશે અથવા ચોર ક્યાંક અમારાં ઘોડાં ચોરી જશે એવી દહેશત અમને સદાય લાગ્યા કરતી. ઘેટીઓ ક્યાંક પોતાનાં બચ્ચાં પર પડીને તેમને ચગદી મારશે એની પણ રાત્રે ફિકર થયા કરતી, એટલે બધું બરાબર છે કે નહિ તેની તપાસ કરવા રાતમાં અમારે ફરી ફરીને ઊઠવું પડતું. એક કામમાંથી પરવારીએ ત્યાં તો બીજી ચિંતા આવીને ઊભી જ હોય. એનો એક દાખલો આપું: શિયાળાને માટે પૂરતી નીરણ ક્યાંથી ભેગી કરવી એ સવાલ અમને હંમેશાં મૂંઝવતો. આ બધા ઉપરાંત, મારા ખાવિંદ ને મારી વચ્ચે પણ મતભેદ ઊભો થતો. એ કહે કે અમારે ફલાણું ફલાણું કામ કરવાનું છે, તો મારો મત એમનાથી જુદો પડતો; એટલે અમારા વચ્ચે તકરાર જામતી અને એ રીતે ત્યાં પણ ફરી વળી અમે પાપમાં પડતાં. આમ અમે એક આપદામાંથી બીજી આપદામાં, ને એક પાપમાંથી બીજા પાપમાં પડતાં, એટલે અમને જરાએ સુખ મળતું નહિ.'

'હં, ને હવે?'

'હવે, મારા ખાવિંદ ને હું સવારમાં ઊઠીને તરત એક બીજાને પ્રેમાળ શબ્દે સદાય બોલાવીએ છીએ, ને કોઈ તકરાર થાય એવી બાબત જ નહિ રહેલી હોવાથી અમે સુલેહસંપથી રહીએ છીએ. અત્યારે અમારે અમારા શેઠની સારામાં સારી સેવા કેમ કરવી એ સિવાય બીજી કોઈ વાતની કાળજી જ કરવાની નથી. અમારા

પંડમાં તાકાત હોય એટલું કામ અમે કરીએ છીએ, અને એમાં અમારા શેઠને કંઈ નુકસાન ન થાય પણ અમે આંહીં છીએ તો અમારી હાજરીથી કંઈક નફો થાય એવી નજર રાખીને અમે હોંશથી કામ કરીએ છીએ. કામ કરીને ઘરમાં પગ મૂકીએ ત્યાં તો ભોજન કે વાળુ તૈયાર હોય છે ને કૂમિસ પણ પીવાનું મળે છે. ટાઢ પડે છે ત્યારે બાળવાનું બળતણ મળે છે તેમ રૂંવાટીના ડગલા પણ અમને મળે છે, ને વળી અમને આંહીં સાથે વાતો કરવાનો, અમારા આત્મકલ્યાણનું ચિંતન કરવાનો, તથા ખુદાની બંદગી કરવાનો પણ વખત મળે છે. પચાસ વરસ અમે સુખને માટે ફાંફાં માર્યાં, પણ છેક હમણાં જ અમને સુખ મળ્યું.'

મિજમાનો હસ્યા.

પણ એલિયાસ બોલ્યો:

'ભાઈઓ, હસો મા. આ કંઈ ઠઠ્ઠા મશ્કરીની વાત નથી, આ તો જીવનનું પરમ સત્ય છે. શરૂઆતમાં તો અમે ય બેવકૂફ હતાં, એટલે માલમિલકત ચાલી ગઈ ત્યારે અમને પણ શોક થએલો. પણ હવે ખુદાએ અમને સત્યદર્શન કરાવ્યું છે, તો એ તમને અમારા ચિત્તની શાંતિ માટે નહિ પણ તમારા ભલા માટે જણાવીએ છીએ.'

એટલે મુલ્લાએ કહ્યું:

'એ ડાહ્યી વાત કહી. બરાબર સાચું કહે છે એલિયાસ. પાક કુરાનમાં પણ એમ જ કહ્યું છે.'

એ સાંભળી મિજમાનો હસતા બંધ થઈ ગયા અને વિચારમાં પડ્યા.

૧૮૮૫

# લોભને થોભ નહિ

## ૧

બે બહેનો હતી, તેમાં મોટી બહેન ગામડામાં રહેતી નાની બહેનને મળવા આવી. મોટી બહેન શહેરના કોઈ વેપારીને પરણી હતી, ત્યારે નાની બહેન ગામડાના ખેડૂતને પરણી હતી. આ વખતે બન્ને બહેનો વાતો કરતી બેઠી હતી, એવામાં મોટી બહેને શહેરી જીવનના લહાવાની બડાશ હાંકવા માંડી. શહેરી જીવનનું વર્ણન કરતાં તેણે પોતાના સુખચેનની વાત કરી, પોતાના સુંદર ભભકાદાર પોશાકની વાત કરી, પોતાનાં સંતાનોને સુંદર કપડાં પહેરવા મળતાં તેની વાત કરી, પોતાને સરસ ખાવાપીવાનું મળતું તેની વાત કરી, અને પોતે નાટકશાળા, વિહારગૃહો તથા અન્ય આનંદસ્થાનોમાં જતી તેની વાત કરી.

આ બધી વાતો સાંભળી નાની બહેનને ચટકો ચડ્યો એટલે સાટું વાળવા તેણે વેપારી જીવનનાં વાંક કાઢી ખેડુ જીવનનો પક્ષ ખેંચ્યો.

'હું તો મારી જિંદગીના તારી જિંદગી સાથે સાટાપાટા ન કરું,' તે બોલી. 'અમારી રહેણી જાડી મોટી હશે, પણ બીજું કંઈ નહિ તોય આટલું તો નક્કી કે અમારા દિલમાં ચિંતા કે ઉફડકો

તો નથી જ હોતો. તમે અમારા કરતાં વધારે ટાપટીપ ને સુઘડતાભર્યું જીવન ગાળતાં હશો, પણ જોઈએ તેથી વધુ પૈસા કમાઓ તોપણ, કોઈક દહાડો હોય તેટલું બધું ય ગુમાવી બેસો એવું ય બને. "નફો ને તોટો એ તો બે જોડિયા ભાઈ" એ કહેવત તમે જાણો જ છો. ઘણી વાર એવું બને છે કે આજે પૈસાદાર હોય એવા લોકોને કાલે રોટલા માટે પણ ભીખ માગવી પડે છે. એ કરતાં અમારા જીવનમાં વધુ સલામતી રહેલી છે. ખેડુનું જીવન બહુ હૃષ્ટપુષ્ટ કે માતેલું ન હોય તોપણ લાંબી આવરદાવાળું તો હોય જ છે. અમે દોલતમંદ તો કદી થવાનાં જ નહિ, પણ છતાં અમારે ત્યાં ખાવાપીવાની સદાય છૂટ રહેવાની.'

મોટી બહેને નાકનું ટેરવું ચડાવીને તુચ્છકારપૂર્વક કહ્યું:

'છૂટ? હા, કુક્કર ને વાછરડાં જેવું જીવન ગાળવું ગમતું હોય તો છૂટ કહેવાય ખરી! બાકી સુઘડતા ને સભ્યતાનું તો તમને ભાન સરખું પણ હોતું નથી! તમારો ધણી બાપડો ભલેને ગમે તેટલું ગદ્ધાવૈતરું કરે, પણ અત્યારે તમે જેમ ઉકરડામાં રહો છો તેમ મરવાનાં પણ ઉકરડામાં જ—તમે ને તમારાં છોકરાં બધાંય તે!'

'ભલે, પણ તે એમાં થઈ શું ગયું?' નાનીએ કહ્યું. 'અમારું કામ જાડું ને અણઘડ હોય છે એ તો વગરકહ્યે સમજાય એવી વાત છે. પણ તો સામી બાજૂ અમારા ધંધામાં સલામતી અને નિશ્ચિંતતા પણ વધુ હોય છે, ને અમારે કંઈ કોઈની આગળ જીલબ્બે કરવા જવું પડતું નથી. તમારે શહેરમાં તો ભાતભાતની લાલચો ચોતરફ પથરાઈ રહેલી હોય છે. આજે તો ભગવાનની મહેરથી તમારે ત્યાં બધાં રૂડાં વાનાં હશે, પણ કાલ સવારે સેતાન આવીને તારા ધણીને જુગાર, દારૂ, કે રાંડોના ફંદામાં ફસાવી મૂકે

અને બધું ફનાફાતિયા થઈ જાય તો કોને ખબર છે? આવા બનાવ શું કંઈ થોડા બને છે?'

ઘરધણી પાહોમ ભઠ્ઠીના ઉપલા ભાગમાં સૂતો હતો ત્યાં પડ્યા પડ્યા આ સ્ત્રીઓની વાત તેણે સાંભળી.

'વાત સાવ સાચી છે,' તેને મનમાં થયું. 'ધરતીમાતાની ખેડ કરવામાં બચપણથી અમે એવા મશગૂલ હોઈએ છીએ, કે અમારા મગજમાં કોઈ એલફેલ વાતને પેસવાનો વખત જ મળતો નથી. અમારી મોટામાં મોટી મુશ્કેલી હોય તો તે એક જ, કે અમને પૂરતી જમીન કોઈ આપતું નથી. મારી કને જો પુષ્કળ જમીન હોય ને તો હું તો સેતાનના બાપથીએ ન ડરું!'

બન્ને બહેનોએ ચા પી લીધી, કપડાલત્તાં વિશે ઘડીવાર તડાકા માર્યા, અને પછી ચાનાં વાસણ સાફ કરી બન્ને સૂઈ ગઈ.

પણ સેતાન ભઠ્ઠી પાછળ બેઠો હતો અને ત્યાંથી તેણે બધી વાત સાંભળી હતી. ખેડુની બૈરીએ પોતાની વાતચીતદ્વારા પોતાના ધણીને બડાઈ હાંકવા પ્રેર્યો અને તેને પરિણામે પોતા પાસે પુષ્કળ જમીન હોય તો સેતાનના બાપથી પણ પોતે ન ડરે એવાં વેણ જે તેણે ઉચ્ચાર્યાં તે સઘળાથી સેતાનને ખૂબ આનંદ થયો.

'બહુ સારું!' સેતાનના મનમાં વિચાર આવ્યો, 'ત્યારે આપણે હવે રસાકસીમાં ઊતરીએ. હું તને જોઈએ તેટલી જમીન આપીશ, અને એ જમીન વડે જ હું તને બરાબર સપડાવીશ.'

## ૨

એ ગામની પડોશમાં જ આશરે ત્રણસો એકર જમીનની નાનકડી જાગીર ધરાવનારી એક સ્ત્રી રહેતી હતી. અગાઉ તે ખેડૂતો સાથે સદાએ સારો સંબંધ રાખતી, પણ પાછળથી તેણે

એક નિવૃત્ત સૈનિકને પોતાનો કામદાર બનાવ્યો, અને તેણે ખેડૂતો પર દંડનો ભારે બોજો નાખવા માંડ્યો. પાહોમ ઘણીએ સંભાળ રાખતો, પણ છતાં ફરી ફરીને એવું બનતું કે કોઈવાર તેનો ઘોડો જાગીરદારના 'ઓટ' વાવેલા ખેતરમાં જઈ ચડતો, તો કોઈ વાર તેની ગાય એના બગીચામાં પેસી જતી, અને કોઈ વાર તેનાં વાછરડાં એના બીડમાં ઘૂસી જતાં, અને એને પરિણામે તેને સદાય દંડ જોડવો પડતો.

દંડની રકમ તો પાહોમ ભરી દેતો, પણ મનમાં બબડતો, ને ઘેર આવે ત્યારે ખૂબ ચિડાએલો હોય એટલે કુટુંબનાં માણસો સાથે કઠોર વર્તન ચલાવતો. આખા ઉનાળા દરમિયાન આ કામદારને લીધે પાહોમને ભારે મૂંઝવણ ભોગવવી પડેલી, એટલે શિયાળો આવ્યો ને ઢોરને કોઢિયામાં પૂરી રાખવાનું થયું ત્યારે પાહોમ ઊલટો રાજી થયો. ગૌચરમાં ચરવા ન જાય એટલે ઘેર નીરણ ખવરાવવી પડે એ તેને આકરી તો લાગતી, છતાં શિયાળામાં બીજી રીતે તેને ઢોરની બાબતમાં નિરાંત રહેતી.

શિયાળામાં વાત ચાલી કે જાગીરદાર બાઈ પોતાની જાગીર વેચી નાખવાની છે અને સરિયામ રસ્તા પરની વીશીવાળો એ જમીન માટે વાટાઘાટ ચલાવી રહ્યો છે. ખેડૂતોએ આ વાત સાંભળી એટલે તેમના મનમાં ફાળ પડી.

'એલા, આ વીશીવાળાના હાથમાં જો જમીન આવીને,' એ લોકોને થયું, 'તો તો આ બાઈના કામદાર કરતાં પણ તે દંડી દંડીને આપણો વધારે જીવ લેશે. આપણા બધાનો રોટલો આ જમીનમાં જ છે.'

એટલ પોતાની પંચાયતના પ્રતિનિધિ તરીકે ખેડૂતો આ જાગીરદાર બાઈ કને ગયા અને વીશીવાળા કરતાં વિશેષ રકમ

પોતા તરફથી આપવાની ઇચ્છા દર્શાવી એ જમીન વીશીવાળાને નહિ વેચવા તેમણે બાઈને વિનંતિ કરી. બાઈએ તેમની વિનંતિ લક્ષમાં લઈ જમીન તેમને આપવાનું સ્વીકાર્યું. પછી સૌ સહિયારો ઉપયોગ કરી શકે એટલા માટે આખી જાગીર પંચાયત તરફથી ખરીદી લેવાની ખેડૂતો તજવીજ કરવા લાગ્યા. આ બાબતની વાટાઘાટ કરવા તેઓ બે વાર મળ્યા, પણ કશા નિર્ણય પર આવી શકચા નહિ. સેતાને તેમના ચિત્તમાં કુસંપનાં બીજ રોપ્યાં હતાં, એટલે તેઓ એકમત થઈ શકયા નહિ. તેથી તેઓએ ઠરાવ કર્યો કે મજમી વેચાતી લેવી ફાવતી નથી, તો હવે એ જમીન સૌએ પોતપોતાના ગજાસંપત પ્રમાણે છૂટક છૂટક વેચાતી લેવી. જાગીરદાર બાઈ તો મજમી વેચવા જેમ કબૂલ હતી તેમ આ રીતે દરેક ખેડૂતને છૂટક છૂટક વેચવા પણ તે કબૂલ થઈ.

થોડા જ વખતમાં પાહોમને કાને વાત આવી કે પોતાનો એક પડોશી પચાસ એકર જમીન ખરીદે છે, ને એની કિંમતનો અધભાગ રોકડો લેવો તથા બાકીનો અધભાગ એક વરસ સુધી ઉધાર રાખવો એવી ગોઠવણ પણ જાગીરદાર બાઈએ મંજૂર રાખી છે. આ સાંભળી પાહોમને અદેખાઈ આવી.

'જુઓ તો ખરા,' તેને મનમાં થયું, 'આ જમીન તો વેચાઈ જવા માંડી છે; ને મને એમાંથી એક ટુકડોએ મળે એમ નથી.' એટલે તેણે પોતાની બૈરીને એ વિશે વાત કરી.

'બધા ખેડૂતો જમીન ખરીદવા લાગ્યા છે,' તેણે કહ્યું, 'ને આપણે યે તે વીશેક એકર તો ખરીદવી જોઈએ. આમ તો આ કામદાર આપણને દંડી દંડીને રહેંસી નાખે છે.'

એટલે બાયડી ભાયડો બન્નેએ એકઠાં મળી અક્કલ કામે લગાડી ને જમીનખરીદી માટે કેવી રીતે તજવીજ થઈ શકે

તેનો વિચાર કરી જોયો. એમની પાસે એકસો રૂબલની જ રકમ બચત પડેલી હતી. પણ તેમણે એક વછેરો તથા અડધા મધપૂડા વેચી નાખ્યા, પોતાના એક દીકરાને સાથી રાખી તેના વરસાણની રકમ આગળથી લઈ લીધી, અને બાકીની રકમ એક સંબંધી પાસેથી ઉછીની લીધો, ને આમ કરીને જમીનખરીદી માટે જોઈતી રકમનો અડધભાગ પેદા કર્યો.

આટલું કરી પાહોમે વચ્ચે વચ્ચે કેટલીક ઝાડીવાળું ચાલીસ એકરનું ખેતર પસંદ કર્યું, અને તેનું સાટું કરવા જાગીરદાર બાઈ કને ગયો. વાતચીતમાં સાટું સધર્યું, એટલે બાઈની સાથે હસ્ત-ધૂનન કરી તેણે જમીન પેટે બાઈને અનામત રકમ ભરી દીધી. પછી શહેરમાં જઈ તેમણે દસ્તાવેજ પર સહી કરી. આ વખતે તેણે અડધી રકમ રોકડી ભરી દીધી અને બાકીની અડધી બે વરસમાં ભરી દેવાની કબૂલાત આપી.

આ રીતે પાહોમ પોતીકી જમીનનો માલિક બન્યો. તેણે બી ઉછીનાં લઈ પોતે ખરીદેલી જમીનમાં વાવેતર કર્યું. પાક સારો ઊતર્યો, એટલે તેણે તજવીજ કરીને જાગીરદાર બાઈનું તેમ પોતાના સંબંધીનું એમ બન્ને દેવાં એક વરસમાં જ ચૂકવી આપ્યાં. આમ તે જાતે જમીનમાલિક બન્યો, એટલે તે હવે પોતાની જ જમીનમાં ખેડાણ તથા વાવેતર કરતો, પોતાની જ જમીનમાંથી ઘાસચાર મેળવતો, ઇંધણાં વગેરે માટે પોતાનાં જ ઝાડ કાપતો, અને પોતાનાં ઢોર પણ પોતાની જ જમીન પર ચરાવતો. તે પોતાનાં ખેતર ખેડવા જતો, અથવા ખેતરમાં ઊગતો મોલ કે ખીડમાં ઊગેલું ઘાસ જોતો, ત્યારે તેના હૈયામાં હરખ માતો નહિ. એ ખેતરમાં જે ઘાસ ઊગતું ને જે ફૂલ ખીલતાં તે દુનિયામાં બીજે ક્યાંયે ન મળે એવાં કોઈ અનોખી જ જાતનાં તેને લાગતાં.

પહેલાં આ જમીન આગળ થઈને તે પસાર થતો ત્યારે તેને તે બીજી જમીન જેવી સાધારણ જમીન લાગતી, પણ હવે તો તેને તે સાવ જુદી જ લાગવા માંડી.

૩

આમ પાહોમને બધી વાતે સંતોષ હતો, ને પડોશી ખેડૂતોએ જો તેના મોલ તથા બીડમાં ભેળાણ પાડવા ન માંડયું હોત તો બધું સરખુંસમું ચાલ્યા કરત. પડોશીઓ ભેળાણ પાડવા લાગ્યા એટલે અત્યંત સભ્યતાપૂર્વક તેણે આ બાબત તેમનું ધ્યાન ખેંચ્યું, પણ એ લોકોએ તો પોતાની રીત એમ ને એમ ચાલુ જ રાખી. ઘડીકમાં ગામપંચાયતના ગોવાળ ગામની ગાયો તેનાં બીડોમાં છૂટી મૂકી દેતા, તો ઘડીકમાં વળી રાતે પહર ચરવા નીકળેલાં ઘોડાં તેના મોલમાં પેસી જતાં. ફરી ફરીને પાહોમ એ બધાંને હાંકી કાઢતો, અને એમના માલિકોને દરગુજર કરતો, ને લાંબા વખત સુધી તેણે એમના પર કામ ચલાવવાનો વિચાર ગળી ખાધો. પણ આખરે તેની ધીરજ ખૂટી ગઈ, એટલે તેણે ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં ફરિયાદ નોંધાવી. આ બધું બનવામાં મૂળભૂત કારણ તો ખેડૂતોને વેઠવી પડતી જમીનની તંગી જ હતી, અને આવું કરવામાં એ બધા ખેડૂતોના દિલમાં કશી બદદાનત તો હતી જ નહિ એ તે જાણતો હતો, છતાં તેને મનમાં થયુંઃ

'હવે કંઈ મારાથી આંખ આડા કાન કર્યે નહિ ચાલે. હવે દરગુજર કરું તો તો મારું નખ્ખોદ જ વાળી દે એ લોકો. એટલે હવે તો એ બધાને બરાબરનો પાઠ ભણાવવો જ જોઈએ!'

એટલે તેણે સૌને અદાલતમાં ઊભા કર્યા. પહેલાં તેમને એક પાઠ ભણાવ્યો, પછી બીજો ભણાવ્યો, ને એ રીતે બે ત્રણ ખેડૂતોનો દંડ થયો. પછી તો પડોશીઓ પાહોમ પર આ સજા

બદલ ખાર રાખવા લાગ્યા, ને તેથી ખારને લીધે ખાસ જાણી બૂઝીને પોતાનાં ઢોર તેના ખેતરમાં અવારનવાર છોડી મૂકવા લાગ્યા. એક ખેડૂત તો એટલી હદ સુધી પહોંચ્યો કે રાતે **પાહોમ**ની ઝાડીમાં પેસી લીંબુડીની છાલ વાસ્તે પાંચ નાનકડી લીંબુડી કાપી આવ્યો. એક દિવસ **પાહોમ** ઝાડીમાં આંટો મારતો હતો ત્યાં તેણે કંઈક ધોળું ધોળું દીઠું. નજીક આવીને જોયું તો છાલ ઉતારેલાં થડિયાં ત્યાં જમીન પર પડેલાં તેણે દીઠાં, અને બાજૂમાં જ આ લીંબુડીઓ હતી ત્યાં તેનાં ઠૂંઠાં ઊભેલાં જોયાં. આ જોઈને **પાહોમ**નો મિજાજ હાથમાં રહ્યો નહિ.

'હરામખોરે એક આંહીંથી અને બીજી બીજે ઠેકાણેથી એમ લીંબુડીઓ કાપી હોત તો એ નુકસાન તો હતું જ, પણ વેઠી લેત,' **પાહોમ**ના મનમાં થયું, 'પણ આ સાળાએ તો આખું જૂથ જ સાફ કરી નાખ્યું છે. કયા હરામીએ આ કામો કર્યો એની મને જો ખબર પડે ને તો એને હું બરાબરની સજા કરાવું.'

આ માણસ કોણ હશે તે શોધી કાઢવા માટે તેણે મગજમાં બહુ બહુ વિચાર કરી જોયો. આખરે તેણે નક્કી કર્યું કે 'એ **સાઇમન** જ હોવો જોઈએ—બીજું કોઈ એવું કરે જ નહિ.' એટલે તપાસ કરવા માટે તે **સાઇમન**ને ત્યાં ગયો, પણ ત્યાં તેને કશુંએ મળ્યું નહિ, ને નકામી બોલાચાલી થઈ. છતાં **સાઇમ**ને જ એ કામ કરેલું એની તેને હવે તો વિશેષ ખાતરી થઈ, એટલે તેણે ફરિયાદ નોંધાવી. ફરિયાદને લીધે **સાઇમન** પર કોર્ટનો સમન્સ આવ્યો. અદાલતમાં એ કામ ચાલ્યું. એક વાર ચાલ્યું, તેથી સંતોષ ન થતાં બીજી વાર ચાલ્યું, પણ આખરે **સાઇમન** સામે કશો પુરાવો નહિ મળવાથી તેને છોડી મૂકવામાં આવ્યો. આથી તો પાહોમને પહેલાં કરતાં પણ વિશેષ દુઃખ થયું, ને એણે પોતાનો ગુસ્સો ગામના મુખી તથા ન્યાયાધીશો પર ઠાલવ્યો.

જાણવું હતું તેટલું બધું જાણી લઈને પાહોમ પાનખર બેઠી એટલે ઘેર પાછો ફર્યો, અને પોતાની માલમિલકત બધી તેણે વેચી નાખવા માંડી. પોતાની જમીન તેણે નફો રહે એવી રીતે વેચી નાખી, ઘર ને ઢોર પણ કાઢી નાંખ્યાં, અને ગામપંચાયત-માંથી તે રાજીનામું આપી છૂટો થયો. હવે તેને વસંત આવે એની જ વાટ જોવાની હતી. વસંત આવી એટલે પોતાના કુટુંબને લઈ તે પોતાના નવા વસવાટ ભણી ઊપડ્યો.

૪

કુટુંબને લઈને પાહોમ પોતાના નવા નિવાસમાં પહોંચ્યો કે તરત એક મોટા ગામની પંચાયતમાં પોતાને દાખલ કરવાની તેણે અરજી કરી. ગામના વડેરાઓનું તેણે મન મનાવ્યું, અને એ રીતે બધાં જરૂરી ખતપત્ર કરાવી લીધાં. પંચાયતની જમીનમાંથી તેને પોતાને તેમ તેના દીકરાઓને ખેડી ખાવા માટે જમીનના પાંચ કટકા—એટલે કે ૧૨૫ એકર ( આ બધી જમીન સળંગ નહોતી, પણ જુદાંજુદાં ખેતરોમાં વહેંચાએલી હતી )—મળ્યા, અને પંચા-યતના મજમા ગૌચરનો ઉપયોગ કરવાની છૂટ મળી તે તો આ ઉપરાંત. પાહોમે જોઈતાં મકાન બાંધ્યાં, અને ઢોર ખરીદ્યાં. તેને પંચાયત તરફથી મળેલી જમીન જ એકલી લઈએ તોપણ પોતાના મૂળ વતનમાં હતી તેથી ત્રણગણી થતી હતી, અને વળી આ બધી જમીન સરસ વાવેતર લાયક જમીન હતી, એટલે આંહીંની તેની સ્થિતિ અગાઉ કરતાં દસગણી સારી થઈ. આંહીં તેની પાસે વાવેતરની તેમ ગૌચરની બન્ને જાતની પુષ્કળ જમીન હતી અને જેટલાં રાખવાં હોય તેટલાં ઢોર તે આંહીં રાખી શકતો.

શરૂઆતમાં તો નવાં મકાનો બાંધવાની તથા બધી ચીજવસ્તુ વસાવવાની ધમાલ હતી, એટલે પાહોમને પોતાની નવી પરિસ્થિતિથી

આવીને જે વસવાટ કરેલો તેની હકીકત તેણે તેને જણાવી. એ લોકો ત્યાંની પંચાયતમાં ભળેલા, એટલે તેમને જણદીઠ પાંચ એકર જમીન મળેલી. ત્યાંની જમીન એટલી રસાળ હતી કે એમાં વાવેલ 'રાઈ' ઘોડાઢંક ઊંચું ઊગતું ને તે પાછું એવું ઘીંગું ઊગતું કે પાંચ વાર દાતરડું ફેરવો એટલામાં તો પૂળી બંધાઈ જાય. એણે વાત કરી કે એક ખેડૂત કશું લાવ્યા વગર સાવ હાથે પગે આવ્યો હતો, પણ અત્યારે એની પાસે ઘરનાં છ ઘોડાં ને બે ગાય છે.

આ સાંભળીને પાહોમનું હૈયું હાથમાં ન રહ્યું. તેની ઇચ્છા સવળી ઊઠી તે તેને વિચાર આવ્યો:

'બીજે જો આટલા સુખચેનથી રહી શકાતું હોય તો આવા સાંકડા કોતરમાં ભરાઈ રહી મારે શું કામ હેરાન થવું? હું તો મારે આંહીંનાં ઘરખેતર વેચી મારીશ, ને એમાંથી જે પૈસા મળશે તેમાંથી જમીન ને ચીજવસ્તુ બધું નવું ખરીદી હું તો ત્યાં જ નવેસરથી વસવાટ કરીશ. આવી ગીચ વસ્તીવાળી જગામાં રોજ રોજ નવી નવી પંચાત ઊભી થયા જ કરે છે. પણ પહેલાં મારે જાતે જઈને બધું જોઈ આવવું જોઈએ.'

ઉનાળો બેસવાની શરૂઆત હતી ત્યારે તે તૈયાર થઈને ઊપડ્યો. વોલ્ગાને હેઠવાસ સમાર સુધી ત્રણસો માઈલ તે આગબોટમાં ગયો, ત્યાંથી બીજા ત્રણસો માઈલની પગપાળા મુસાફરી કરી, અને એ રીતે આખરે તે એ ધારેલી જગ્યાએ પહોંચ્યો. ત્યાં બધું પેલા મુસાફરે જણાવ્યા મુજબ જ બરાબર હતું. ખેડૂતો પાસે પુષ્કળ જમીન હતી: દરેક જણને મજમી જમીનમાંથી પચીસ એકર ખેડી ખાવા મળતા, અને પાસે પૈસા હોય તો કોઈ પણ માણસ દોઢ રૂપિયે એકરના ભાવે જોઈએ તેટલી આંગત જમીન આ ઉપરાંત પણ મેળવી શકતો.

જાણવું હતું તેટલું બધું જાણી લઈને પાહોમ પાનખર બેઠી એટલે ઘેર પાછો ફર્યો, અને પોતાની માલમિલકત બધી તેણે વેચી નાખવા માંડી. પોતાની જમીન તેણે નફો રહે એવી રીતે વેચી નાખી, ઘર ને ઢોર પણ કાઢી નાંખ્યાં, અને ગામપંચાયત-માંથી તે રાજીનામું આપી છૂટો થયો. હવે તેને વસંત આવે એની જ વાટ જોવાની હતી. વસંત આવી એટલે પોતાના કુટુંબને લઈ તે પોતાના નવા વસવાટ ભણી ઊપડચો.

૪

કુટુંબને લઈને પાહોમ પોતાના નવા નિવાસમાં પહોંચ્યો કે તરત એક મોટા ગામની પંચાયતમાં પોતાને દાખલ કરવાની તેણે અરજી કરી. ગામના વડેરાઓનું તેણે મન મનાવ્યું, અને એ રીતે બધાં જરૂરી ખતપત્ર કરાવી લીધાં. પંચાયતની જમીનમાંથી તેને પોતાને તેમ તેના દીકરાઓને ખેડી ખાવા માટે જમીનના પાંચ કટકા—એટલે કે ૧૨૫ એકર ( આ બધી જમીન સળંગ નહોતી, પણ જુદાંજુદાં ખેતરોમાં વહેંચાએલી હતી )—મળ્યા, અને પંચા-યતના મજમા ગૌચરનો ઉપયોગ કરવાની છૂટ મળી તે તો આ ઉપરાંત. પાહોમે જોઈતાં મકાન બાંધ્યાં, અને ઢોર ખરીદ્યાં. તેને પંચાયત તરફથી મળેલી જમીન જ એકલી લઈએ તોપણ પોતાના મૂળ વતનમાં હતી તેથી ત્રણગણી થતી હતી, અને વળી આ બધી જમીન સરસ વાવેતર લાયક જમીન હતી, એટલે આંહીંની તેની સ્થિતિ અગાઉ કરતાં દસગણી સારી થઈ. આંહીં તેની પાસે વાવેતરની તેમ ગૌચરની બન્ને જાતની પુષ્કળ જમીન હતી અને જેટલાં રાખવાં હોય તેટલાં ઢોર તે આંહીં રાખી શકતો.

શરૂઆતમાં તો નવાં મકાનો બાંધવાની તથા બધી ચીજવસ્તુ વસાવવાની ધમાલ હતી, એટલે પાહોમને પોતાની નવી પરિસ્થિતિથી

બધી રીતે આનંદ થયો, પણ જ્યારે તે આ નવી પરિસ્થિતિથી ટેવાઈ ગયો ત્યારે તેને વળી પાછું લાગવા માંડ્યું કે આંહીં પણ પોતાની પાસે જોઈએ તેટલી જમીન નથી. પહેલે વરસે પંચાયત તરફથી પોતાના હિસ્સા તરીકે મળેલી જમીનમાં તેણે ઘઉં વાવ્યા, અને તેનો સારો પાક ઊતર્યો. તેને તો હજુ પણ ઘઉંનું જ વાવેતર કર્યે જવું હતું, પણ તેને પંચાયત તરફથી મળેલી જમીન પૂરતી નહોતી, અને એકવાર વાવેલી જમીન ફરી કામમાં આવી શકે એમ નહોતું, કેમકે એ મુલકમાં ઘઉં કેવળ પડતર જમીનમાં જ વવાય છે. એક કે બે વરસ ઘઉં વવાય, પછી તે પડતર રહે અને એમાં ઘાસ ઊગી નીકળે ત્યારપછી જ પાછા તેમાં ઘઉં વાવી શકાય એવો ત્યાંનો નિયમ છે. હવે, આવી પડતર જમીન ઘણાને જોઇતી હતી, અને સૌને માટે પૂરતી જમીન ત્યાં હતી નહિ, એટલે લોકો આવી જમીન માટે ઝઘડો કરતા. ઘરના સુખી હતા એવા ખેડૂતોને આવી જમીન ઘઉં વાવવા માટે જોઈતી હતી, અને ગરીબ હતા તેમને તે વેપારીઓને વેચાતી આપવા માટે જોઈતી હતી, કેમકે બીજી રીતે કર ભરવાના તાકડા નહોય એટલે તેઓ આવી રીતે પૈસા પેદા કરીને કર ભરતા. **પાહોમને** ઘઉંનું વિશેષ વાવેતર કરવું હતું, એટલે તેણે એક વેપારી પાસેથી એક વરસને માટે જમીન વેચાતી લીધી. આમાં તેણે ખૂબ ઘઉં વાવ્યા, ને તેનો તેને પુષ્કળ પાક મળ્યો, પણ આ જમીન ગામથી ખૂબ દૂર હતી, એટલે ઘઉં દસ માઈલ છેટેથી ગાડામાં ભરીને લાવવા પડ્યા. થોડા વખત પછી **પાહોમે** જોયું કે કેટલાક ખેડૂતવેપારીઓ પોતાનાં જુદાં ખેતરો પર મકાન બાંધીને રહે છે અને તેથી ધનાઢ્ય બને છે, એટલે તેણે વિચાર કર્યો:

‘હું જો થોડી આંગત જમીન લઈ તેમાં મકાન બાંધું તો

જમીન એ મુલકમાં પડી છે, અને એ બધી જમીન બાશ્કીર જાતિના હાથમાં છે. એ બાશ્કીર લોકો મેંઢાં જેવા ભોટ છે, એટલે લગભગ મફતમાં જ જમીન મળી જાય છે.'

'ત્યારે એલા, મારા હજાર રૂબલમાં મારે તેરસો જ એકર જમીન શું કામ લેવી?' પાહોમના મનમાં થયું. 'ને તેરસો એકરમાં પણ પાછું માથે બીજું દેવું તો ઊભું રહે છે. એ જ રકમ જો હું આ નવા મુલકમાં લઈ જાઉં તો એટલા જ પૈસામાં મને એથી દસગણી જમીન મળે એમ છે.'

૫

આ નવા મુલકમાં ક્યાં થઈને જવાય છે તેની બાતમી પાહોમે વેપારી પાસેથી મેળવી લીધી, અને પછી તે વેપારી તેને ત્યાંથી રવાના થયો કે તરત જ પાહોમ જાતે તે નવા મુલકમાં જવા નીકળ્યો. ઘરની દેખરેખ રાખવાનું કામ તેણે પોતાની બૈરીને સોંપ્યું, ને સાથે એક નોકર લઈને તે મુસાફરીએ નીકળી પડ્યો. રસ્તામાં એક શહેર આવ્યું ત્યાં રોકાઈ પેલા વેપારીની સલાહ મુજબ તેણે ચાની પેટી, દારૂ, અને બીજી કેટલીક ભેટ આપવાની વસ્તુઓ ખરીદી. ત્રણસો માઈલ ઉપરની મુસાફરી થઈ ત્યાં સુધી તેઓ આગળ ને આગળ ચાલ્યા, ને આખરે સાતમે દિવસે તેઓ કેટલાક બાશ્કીર લોકો તંબૂ નાખીને પડ્યા હતા ત્યાં આવી પહોંચ્યા. આંહીં બધું પેલા વેપારીએ વર્ણવ્યું હતું તેવું જ હતું. નદીને કાંઠે સપાટ મેદાનમાં તંબૂ ઠોકીને આંહીંના લોકો રહેતા હતા. એ લોકો નહોતા કરતા ખેતી કે ખોરાકમાં નહોતા વાપરતા અનાજ. એમનાં ઘોડાં તથા ઢોરનાં ટોળાં મેદાન પર ચર્યા કરતાં. વછેરાને તંબૂ પાછળ બાંધી રાખતા, ને ઘોડીઓને દહાડામાં બે વાર તેમની પાસે જવા દેતા. ઘોડીનું દૂધ દોહી લેતા,

એકર જમીન ખરીદી હતી, પણ કંઈક મુશ્કેલીમાં આવી પડવાથી એ જમીન તે હવે સોંઘામાં કાઢી નાખવા તૈયાર થયો હતો. **પાહોમે** તેની સાથે રકઝક કરીને જમીનનું સાટું કર્યું, ને આખરે ૧૫૦૦ રૂબલની કિંમતે તે જમીન વેચવાનું બન્નેએ ઠરાવ્યું. આ રકમનો અમુક ભાગ રોકડો આપવાનો હતો, ને બાકીનો પાછળથી ભરવાનો હતો. સાટું લગભગ નક્કી થઈ ગયું હતું એટલામાં અકસ્માત્ એક વેપારી વટેમાર્ગુ પોતાના ઘોડાને નીરણ ખવરાવવા **પાહોમને** ત્યાં ઊતર્યો. **પાહોમ** સાથે તેણે ચા પીધી અને પછી બન્ને જણ વાતે વળગ્યા. વેપારીએ જણાવ્યું કે દૂર દૂર **બાસ્કીર** જાતિનો મુલક છે ત્યાંથી પોતે પાછો ફરે છે. આ **બાસ્કીરોના** મુલકમાં પોતે તેર હજાર એકર જમીન ખરીદી હતી, અને તે ફક્ત ૧૦૦૦ રૂબલમાં જ. **પાહોમે** તેને એ વિશે વિશેષ પ્રશ્ન પૂછ્યા એટલે વેપારીએ કહ્યું:

'આમાં એક જ વાતની જરૂર છે, ને તે એ કે ત્યાંના આગેવાનો સાથે દોસ્તી કરવી. મેં આશરે સોએક રૂબલનાં રેશમી કપડાં ને શેતરંજીઓ, તથા ચાની એક પેટી આપેલી, અને એ લોકોમાં જેઓને શરાબનો વાંધો નહોતો તેમને મેં શરાબ પાઈ રાજી કરેલા; પરિણામે મને એક આનાથી પણ ઓછે એકરના ભાવે જમીન મળી ગઈ.' આમ કહીને તેણે **પાહોમને** એ જમીનના દસ્તાવેજ બતાવ્યા અને બોલ્યો:

'જમીન એક નદીની નજીક આવી છે, અને બધો ય ભાગ કદી વાવેતર નહિ થએલું એવો નવા રસકસથી ભરપૂર છે.'

**પાહોમે** તેને આ બાબત વિશેષ પ્રશ્ન પૂછ્યા, એટલે વેપારી બોલ્યો:

'આખું વરસ ચાલ્યા કરો તો ય પાર ન આવે એટલી બધી

પાસેની ચીજોમાંથી કઈ તમને ખૂબ ગમે છે, જેથી અમે એ ચીજ તમને સામી ભેટ તરીકે આપીએ.'

'આંહીં મને સૌથી વધુ ગમતી ચીજ તો તમારી જમીન છે,' પાહોમે જવાબ આપ્યો. 'અમારે ત્યાં જમીનની બહુ મારામારી છે, ને વળી જે જમીન છે તેનો રસકસ બધો ચુસાઈ ગયો છે. પણ આંહીં તમારી પાસે પુષ્કળ જમીન છે, ને વળી બધીએ કસદાર જમીન છે. આવી જમીન જિંદગીમાં કદીએ મેં જોઈ નથી.'

દુભાષિયાએ પાહોમના શબ્દોનો તરજુમો કરી સંભળાવ્યો એટલે બાશ્કીર લોકોએ ઘડીવાર અંદરઅંદર વાતો કરી. પાહોમ એ લોકોના બોલ તો સમજી શક્યો નહિ, પણ એટલું જોઈ શક્યો કે જમીનની વાત સાંભળી ને એ લોકો ખૂબ રમૂજ પામ્યા હતા અને તેથી મોટા હોકારા પાડીને તેઓ ખડખડ હસી પડ્યા હતા. પછી તેઓ ચૂપ થઈ ગયા અને દુભાષિયો પાહોમ સાથે વાતો કરવા લાગ્યો ત્યારે તેઓ પાહોમને નિરખી રહ્યા.

'એ લોકો તમને એમ જણાવવાનું મને કહે છે કે તેમને આપેલી ભેટોના બદલામાં તમારે જોઈએ તેટલી જમીન તમને તેઓ રાજીખુશીથી આપશે. તમે ફક્ત આંગળી ચીંધીને બતાવો કે આટલી જમીન મારે જોઈએ છે, એટલે એટલી જમીન તમારી થઈ ચૂકી સમજવી.'

બાશ્કીર લોકોએ ફરી વળી ઘડીવાર વાતો કરી અને પછી માંહોમાંહે કંઈક તકરાર કરવા લાગ્યા. આ તકરાર શાની થઈ એ પાહોમે દુભાષિયાને પૂછ્યું તો તેણે જણાવ્યું કે એ લોકોમાંથી કેટલાકને એવો વિચાર આવ્યો હતો કે આ બાબત તેમણે પોતાના સરદારની પરવાનગી લેવી જોઈતી હતી, ને એની ગેરહાજરીમાં કશું પગલું ભરવું જોઈતું નહોતું, ત્યારે બાકીના એમ કહેતા હતા

ને દૂધમાંથી કૂમિસ બનાવતા. આ કૂમિસ બનાવવાનું કામ સ્ત્રીઓ કરતી. સ્ત્રીઓ પનીર પણ બનાવતી. પુરુષોને તો કૂમિસ ને ચા પીવાં, માંસ ઉડાવવું, અને પાવો વગાડવો એટલું જ કરવાનું હતું. પુરુષો બધા શરીરે લઠ્ઠ ને સ્વભાવે લહેરી હતા, અને આખા ઉનાળામાં તેઓ કશું ય કામ કરવાનું નામ જ લેતા નહિ. તેઓ સાવ અભણ જ હતા ને રશિયન ભાષાનો આંકડો પણ તેમને આવડતો નહિ, પણ બીજી બધી રીતે તેઓ ભલા સ્વભાવના હતા.

પાહોમને દેખ્યો કે તરત સૌ પોતપોતાના તંબૂમાંથી બહાર આવ્યા ને આ મુસાફરની આસપાસ ફરી વળ્યા. એક દુભાષિયો શોધી કાઢયો તેની મારફતે પાહોમે આ લોકોને કહ્યું કે પોતે જમીનને માટે આંહીં આવ્યો છે. આ સાંભળીને બાશ્કીર લોકો ખૂબ ખુશ થયા દેખાયા. પાહોમને તેઓ એક ઉત્તમ તંબૂમાં લઈ ગયા, ત્યાં જાજમ પર નાખેલા પીંછાંના તકિયા પર તેને બેસાડયો, અને તેઓ સૌ એની આસપાસ બેઠા. એમણે તેને ચા તથા કૂમિસ પાયાં, અને ઘેટું હલાલ કરી તેનું માંસ એને ખાવા આપ્યું. પાહોમે પોતાના ગાડામાં આણેલી ભેટની વસ્તુઓ બહાર કાઢી બાશ્કીર લોકોમાં તેની લહાણી કરી તથા પોતાની આણેલી ચા પણ તેમનામાં વહેંચી દીધી. આથી બાશ્કીર લોકો અત્યંત રાજી થયા. તેઓએ અંદર-અંદર ખૂબ વાતો કરી, અને પછી દુભાષિયા ને રશિયન ભાષામાં તેનો તરજુમો કરવા કહ્યું.

‘એ લોકો એમ કહેવા માગે છે,’ દુભાષિયો બોલ્યો, ‘કે તેઓ તમારા પર પ્રસન્ન થયા છે અને પોતાના મહેમાનને બને તે બધી રીતે રાજી કરવો તથા તેણે આપેલી ભેટનો બદલો વાળી આપવો એ તેમનો સાધારણ રિવાજ જ છે. તેઓ કહે છે કે તમે અમને ભેટ આપી છે, તો હવે બોલો જોઈએ, અમારી

તો આપ માપણી કરીને મને તેનો કબજો સદાને માટે સોંપી દઈ ન શકો? જીવનમરણની વાત તો ભગવાનના હાથમાં છે, ને આપ તો સજ્જન છો તે જમીન આજે મને આપો, પણ કાલ સવારે આપના દીકરા ઊઠીને મારી પાસેથી તે પાછી લઈ લેવાનો વિચાર કરે તો મારે શું કરવું?'

'તમારી વાત તદ્દન સાચી છે,' સરદારે કહ્યું. 'અમે તમને એ જમીનનો કબજો સદાને માટે સોંપી દઈશું.'

'મેં સાંભળ્યું છે કે કોઈ વેપારી આંહીં આવેલો,' પાહોમે આગળ કહ્યું, 'તેને પણ આપે થોડી જમીન આપેલી, અને એ વાતને કાયદેસર રૂપ આપવા આપે તેને દસ્તાવેજ કરી આપેલો. મારી જમીન બાબત પણ એમ થાય તો સારું.'

સરદાર તેની વાત સમજ્યો.

'હા,' તેણે જવાબ આપ્યો: 'એ તો બહુ સહેલાઈથી થઈ શકશે. આંહીં અમારે ત્યાં એક લહિયો છે તેની પાસે દસ્તાવેજ લખાવી એની પર રીતસર સહીમતું કરવા અમે તમારી સાથે ખુશીથી શહેરમાં આવીશું.'

'ને કિંમત શી આપવાની?'

'કિંમત અમારે ત્યાં સદાય એક જ છે: એક હજાર રૂબલનો દિવસ.'

પાહોમ આમાં કંઈ સમજ્યો નહિ.

'દિવસ? એ વળી કઈ જાતનું માપ? દિવસ એટલે કેટલા એકર થાય?'

'એ જાતની ગણતરી અમને કંઈ આવડતી નથી,' સરદારે કહ્યું: 'એટલે અમે તો દિવસને હિસાબે જ વેચીએ છીએ: એક દિવસમાં પગપાળા તમે જેટલી જમીન ખૂંદી વળો તેટલી તમારી, અને એવા એક દિવસની કિંમત એક હજાર રૂબલ!'

કે સરદાર બહાર ગામથી આવે ત્યાં સુધી રાહ જોવાની કંઈ જરૂર નથી.

૬

બાશ્કીર લોકો આ રીતે તકરાર કરતા હતા તેવામાં શિયાળનાં રૂંવાંની મોટી ટોપી પહેરીને એક માણસ તે સ્થળે આવી પહોંચ્યો. તેને જોઈને આ લોકો સૌ ચૂપ બની ગયા ને એકદમ ઊભા થઈ ગયા. દુભાષિયાએ કહ્યું કે 'આ અમારા સરદાર સાહેબ પોતે.'

તરત જ પાહોમે સારામાં સારો ઝભ્ભો અને પાંચ શેર ચા આણ્યાં, અને એ બન્ને વાનાં તેણે આ સરદારના ચરણે ધર્યાં. આ ભેટ સ્વીકારીને સરદાર માનવંતી ગાદી પર બેઠો. પેલા બાશ્કીર લોકો તરત તેને કંઈક વાત કહેવા લાગ્યા. સરદારે તેમની વાત થોડીવાર ધ્યાન દઈને સાંભળી, પછી તેમને મૌન જાળવવા પોતાના માથાથી ઈશારત કરી, પાહોમને સંબોધી તે રશિયન ભાષામાં બોલ્યો:

'ભલે ત્યારે, ખુશીથી, તમારે જોઈએ તે જમીન પસંદ કરી લ્યો. આંહીં અમારી પાસે જમીન પુષ્કળ છે.'

'જોઈએ એટલી જમીન હું કેવી રીતે લેવાનો હતો?' પાહોમને મનમાં વિચાર આવ્યો. 'બધું પાકે પાયે કરવા માટે પહેલાં તો મારે દસ્તાવેજ કરાવી લેવો જોઈએ, નહિતો અત્યારે તો આ લોકો કહે કે "જમીન તમારી છે," પણ પાછળથી તેઓ પાછી ખૂંચવી લે.'

'આપના માયાભર્યા બોલ બદલ આપનો પાડ માનું છું,' પાહોમ મોટેથી બોલ્યો. 'આપની પાસે પાર વિનાની જમીન છે, તેમાંથી મારે તો થોડીક જ જોઈએ છે, પણ આ બધી જમીનમાંથી મારો કટકો કયો એ મારે નક્કી કરવું જોઈએ.

લોકો રાત ગાળવા પોતપોતાને સ્થાને ગયા. જતાં જતાં તેમણે બીજે દિવસે મળસકે એકઠા થવાનું અને નક્કી કરેલા સ્થળે સૂર્યોદય પૂર્વે પહોંચી જવાનું વચન આપ્યું.

૭

**પા**હોમ પીંછાંની પથારીમાં સૂતો, પણ તેને ઊંઘ આવી નહિ. તેના મગજમાં જમીન વિશે જ વિચારો આવ્યા કર્યા.

'કેવડો મોટોબધો ભાગ હું આ જમીનમાંથી કોરી કાઢવાનો!' તેને વિચાર આવ્યો. 'દહાડામાં પાંત્રીસ માઇલ તો હું સહેલાઇથી ફરી વળી શકીશ. આ મોસમમાં તો દિવસ મોટા છે. ને પાંત્રીસ માઇલના ઘેરાવામાં કેટલી બધી જમીન આવી જશે! આમાંથી નબળી હશે તે જમીન હું વેચી નાખીશ, અથવા ખેડૂતોને સાંથે આપી દઇશ, પણ સારામાં સારી જમીન હું જુદી તારવી કાઢીને તેમાં ખેતી કરીશ. બળદની બે જોડ વધુ ખરીદીશ અને બે સાથી વધારે રાખીશ. આશરે દોઢસો એકર જમીન ખેડાણ માટે રાખવી અને બાકીની જમીન પર ઢોરને ચરાવશું.'

આખી રાત **પા**હોમ જાગતો પડ્યો રહ્યો અને છેક પાછલી રાતે જ તેને થોડી કાગનિંદર આવી. એ વખતે તેની આંખ જરાક મળી કે તરત તેને એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેને લાગ્યું કે પોતે એના એ જ તંબૂમાં પડ્યો છે અને બહાર કોઇક મર્મમાં હસી રહ્યું છે. આમ હસનારું કોણ હશે એ વિશે તે વિમાસણમાં પડ્યો ને આખરે ઊઠીને બહાર આવ્યો તો જોયું કે પેલો **બાશ્કીર** લોકોનો સરદાર તંબૂના આગલા ભાગમાં બેઠો છે અને વળ ખાતો ખાતો પેટ પકડીને હસી રહ્યો છે. એટલે તેની પાસે જઇને **પા**હોમે પૂછ્યું: 'શું છે તે હસો છો?' પણ ત્યાં તો તેને લાગ્યું કે તે માણસ કંઈ પેલો સરદાર નહોતો, પણ તે તો

પાહોમને આશ્ચર્ય થયું.

'પણ એક દિવસમાં તો માણસ જમીનના બહુ મોટા ભાગમાં ફરી વળી શકે,' તે બોલ્યો.

સરદાર હસ્યો.

'તો એ મોટો ભાગ તમને મળી જવાનો!' તેણે કહ્યું. 'પણ એમાં એક શરત છે: તમે ચાલી નીકળ્યા હો એ મૂળસ્થાને તેને તે દિવસે જો પાછા ન આવી પહોંચો તો તમારા બધા પૈસા જાય.'

'પણ જે રસ્તે થઈને હું ગયો હોઉં તેની નિશાનીઓ મારે શી રીતે રાખવી?'

'એમાં શું? તમે કહેશો એ સ્થળે જઇને અમે ત્યાં રહીશું. તમારે એ સ્થળેથી ચાલવા માંડવું, અને સાથે એક કોદાળી લઈને ત્યાંથી ચકરાવો શરૂ કરવો. રસ્તામાં જ્યાં જ્યાં તમને જરૂર લાગે, ત્યાં ત્યાં તમારે નિશાન કરતાં જવું. એકે એક વાંક ઉપર તમારે ખાડો ખોદીને જમીન પર ઢેફાંના ઢગલા કરવા. પાછળથી અમે હળ લઈ ને આવા ખાડે ખાડે ચોતરફ ફરી વળીશું. તમારે જેટલો મોટો ચકરાવો કરવો હોય તેટલો ખુશીથી કરવો, પણ સૂર્યાસ્ત થાય એ પહેલાં જ્યાંથી ચાલ્યા હો એ મૂળ જગાએ તમારે પાછા આવી જવું. આ રીતે જેટલા ઘેરાવામાં તમે ફરી વળશો તેટલા ઘેરાવાની અંદર જમીન તમારી સમજવી.'

આ સાંભળીને પાહોમ તો ખુશ ખુશ થઈ ગયો. બીજે દિવસે મળસકે જ આ ચકરાવો લેવાનું નક્કી થયું. થોડી ઘડી એ લોકોએ વાતો કરી, ને પછી થોડું વિશેષ કૂમિસ તથા થોડું વિશેષ માંસ ખાઈ તેમણે બીજીવાર ચા પીધી ત્યાં રાત પડી. પાહોમને સૂવા માટે એક પીંછાંનું ગાદલું આપી આ બાસ્કીર

બાસ્કીર લોકો ઊઠીને એકઠા થયા, અને તેમનો સરદાર પણ આવી પહોંચ્યો. પછી તેણે ફરી પાછું કૂમિસ પીવા માંડયું અને પાહોમને ચા પીવા આપી, પણ તે પીવાની તેનામાં ધીરજ નહોતી.

'આપણે જવાના હોઇએ તો તો પછી જઈએ જ. ક્યારનો વખત થઈ ગયો છે,' તે બોલ્યો.

૮

બાસ્કીર લોકો તૈયાર થઈને ઊપડયા. કેટલાક ઘોડેસવાર થયા, તો કેટલાક ગાડામાં બેઠા. પાહોમ પોતાના નોકર સાથે પોતાના નાનકડા ગાડામાં બેઠો અને સાથે તેમણે એક કોદાળી લીધી. મેદાનમાં પહોંચ્યા તો પ્રભાતનો કસુંબી રંગ આકાશમાં રેલાવા લાગ્યો હતો. એક નાનકડો ટેકરો હતો ત્યાં તેઓ ગયા, અને પોતપોતાના ઘોડા પરથી તથા ગાડામાંથી નીચે ઊતરી તેઓ સૌ એક જગાએ એકઠા થયા. સરદાર પાહોમ પાસે આવ્યો, અને મેદાન ભણી પોતાનો હાથ લંબાવીને બોલ્યો:

'જુઓ, તમારી નજર પહોંચે ત્યાં સુધીની આ બધી જમીન અમારી છે. તેમાંથી જોઈએ તે ભાગ તમારે લેવો.'

પાહોમની આંખ ચમકવા લાગી; આ બધી વણવાવેલી કુંવારકા ભોંય હતી: હથેળી જેવી સપાટ, અફીણ જેવી કાળી ભમ્મર, ને એના ઊંડાણમાં જાતજાતનાં ઘાસ છાતીસમાણાં ઊંચાં ઊગ્યાં હતાં.

સરદારે શિયાળનાં રૂંવાંવાળી પોતાની ટોપી માથેથી ઉતારી જમીન પર મૂકી અને કહ્યું:

'આ ટોપીની નિશાની. આંહીંથી ઊપડવું, ને પાછાં આંહીં આવી પહોંચવું. જેટલી જમીનમાં ફરી વળો તેટલી જમીન તમારી.'

પોતાને જમીન વિશે માહિતી આપનારો અને પોતાને ત્યાં રોકાએલો તે પેલો વેપારી હતો. ‘ તમને આંહીં આવ્યાને ખૂબ વખત થયો ?’ એમ પાહોમ તેને પૂછવા જતો હતો ત્યાં તો તેને જણાયું કે એ માણસ તો આ વેપારી પણ નહોતો, પણ ઘણાં ઘણાં વરસ પર પાહોમના અસલ વતનમાં વોલ્ગાના પ્રદેશમાંથી આવેલો પેલો ખેડૂત હતો. પછી વળી તેને લાગ્યું કે એ માણસ તો તે ખેડૂત પણ નહોતો, પણ એ તો ખરી ને શીંગડાંવાળો સાક્ષાત્ શયતાન જ હતો. ત્યાં બેઠો બેઠો તે મર્મમાં હસી રહ્યો હતો અને તેની સમક્ષ ખાલી ચોરણો ને પહેરણ એટલું જ પહેરેલો એક ઉઘાડપગો આદમી જમીન પર લાંબો થઈ ને સૂતો હતો. પછી સ્વપ્નમાં તેને દેખાયું કે ત્યાં પડેલો માણસ કેવોક છે એ જોવા તેણે વિશેષ ધ્યાનપૂર્વક તપાસ કરી તો તેને જણાયું કે તે માણસ તો મરી ગયો હતો અને તે બીજો કોઈ નહિ પણ પોતે જ હતો ! આથી તે બેબાકળો બનીને એકદમ ઝબકી ઊઠ્યો.

‘ સાળું, માણસને તે કેવાં કેવાં સપનાં આવે છે !’ તેને મનમાં થયું.

આસપાસ નજર કરતાં ખુલ્લા બારણામાંથી તેને મળસકું થએલું દેખાયું.

‘ આ લોકોને જગાડવાનો વખત થઈ ગયો છે, ’ તેને વિચાર આવ્યો. ‘ હવે તો અમારે ઊપડવું જોઈએ.’

તે ઊઠ્યો, ગાડામાં સૂતેલા પોતાના નોકરને જગાડી આવ્યો, તેને ઘોડા પર પલાણ નાખવા કહ્યું; અને પછી બાશ્કીર લોકોને બોલાવવા ગયો.

‘ મેદાનમાં જઈ ને જમીનની માપણી શરૂ કરી દેવાનો વખત થઈ ગયો છે, ’ તે બોલ્યો.

પાહોમે પાછું વાળીને જોયું તો ઉપર માણસો બેઠેલા અને ગાડાનાં પૈડાના પાટા ચમક ચમક થાય એવો એ નાનકડો ટેકરો ત્યાંથી સ્પષ્ટ દેખાતો હતો. આશરે અટકળ કરી જોતાં પાહોમને લાગ્યું કે પોતે ત્રણ માઇલ ચાલ્યો છે. હવે તાપ વધવા લાગ્યો હતો, તેથી તેણે બંડી કાઢી નાંખી ખભા પર ભેરવી દીધી અને પછી પાછું આગળ ચાલવા માંડ્યું. હવે તો તાપ ખૂબ વધી ગયો. તેણે સૂર્ય સામે નજર કરી તો નાસ્તાનો વખત થયો લાગ્યો.

'એક પહોર તો પૂરો કર્યો, પણ દિવસમાં આવા ચાર પહોર છે એટલે અત્યારમાં પાછા ફરવું એ તો બહુ વહેલું કહેવાય. પણ આ જોડા તો હું જરા કાઢી નાખું,' તે સ્વગત બોલ્યો.

તે હેઠો બેઠો, જોડા કાઢી નાખી તે કમરપટ્ટામાં બાંધી દીધા, અને પછી તેણે આગળ ચાલવા માંડ્યું. હવે ચાલવું સરળ બન્યું હતું.

'બીજા ત્રણ માઇલ આગળ જાઉં,' તેને વિચાર આવ્યો. 'પછી ડાબી બાજૂ વળું. આ કટકો એટલો સરસ છે કે એ જતો કરતાં જીવ ચાલે એમ નથી. જેમ જેમ આગળ જઈએ છીએ તેમ તેમ જમીન વધુ વધુ સારી આવતી લાગે છે.'

થોડીવાર તે સીધે સીધો આગળ ચાલ્યો, અને પછી જ્યારે તેણે પાછું વાળીને જોયું ત્યારે પેલો ટેકરો ભાગ્યે જ દેખાતો હતો, તેની પરના માણસો કાળી કીડી જેવા લાગતા હતા, અને ત્યાં સૂર્યનાં પ્રકાશમાં કંઈક ચમકતું હતું તેટલું જ તે જોઈ શક્યો.

'બેલા, આ દિશામાં તો હું ખૂબ નીકળી ગયો,' પાહોમને વિચાર આવ્યો, 'હવે મારે વેળાસર બીજી દિશામાં વળી જવું જોઈએ. વળી હું પરસેવે તો નાહી ગયો છું, તથા મને તરસ પણ ખૂબ લાગી છે.'

પાહોમે પોતાના પૈસા કાઢીને એ ટોપી પર મૂકયા. પછી તેણે પોતાનો ડગલો કાઢી નાખ્યો, ને એકલી અંદરની બંડી જ રહેવા દીધી. કમરબંધ ઢીલો કરીને તેણે પેટની નીચેના ભાગમાં કચ-કચાવીને ફરી બાંધી દીધો. રોટલાની એક નાનકડી થેલી લઈ બંડીના અંદરના ભાગમાં મૂકી દીધી, પાણીની એક ભંભલી કમરપટા સાથે બાંધી દીધી, પોતાના મોટા જોડા તાણીને સરખા કર્યા, ને નોકર પાસેથી કોદાળી લઈ ઊપડવાને તૈયાર થઈને ઊભો. ચારે તરફની જમીન એકસરખી લલચાવી રહી હતી, તેમાંથી કઈ બાજૂ જવાય તો સારું તેનો વિચાર કરતો થોડી પળ તે ઊભો રહ્યો.

'ફીકર નહિ,' નિર્ણય પર આવતાં તે બોલ્યો, 'હું તો ઊગતા સૂર્યની દિશામાં જ ઊપડું.'

તેણે પૂર્વ દિશા ભણી મોં ફેરવ્યું, કાયાને ટટ્ટાર કરી, અને સૂર્ય ક્ષિતિજ પર દેખાય તેની વાટ જોતો ઊભો.

'હવે પળ પણ ગુમાવવી નહિ', તેને વિચાર આવ્યો, 'હજુ ટાઢો પહોર છે ત્યાં ચાલવું વધુ ફાવશે.'

સૂર્યનાં કિરણો ક્ષિતિજ પર પૂરાં ચમકયાં ન ચમકયાં ત્યાં તો ખભે કોદાળી મૂકીને પાહોમ મેદાન પર ઊતરી પડયો.

શરૂઆતમાં પાહોમ બહુ ધીમીએ નહિ ને બહુ ઉતાવળીએ નહિ એવી માફકસર ગતિએ ચાલવા લાગ્યો. હજારેક વાર જેટલું ચાલ્યા પછી તેણે એક ખાડો ખોદ્યો, અને તે બરાબર દેખાય એટલા માટે ઢેફાંનો એક ઉપર એક એમ ખડકલો કર્યો. પછી તે ત્યાંથી આગળ ચાલ્યો; ને ચાલતાં ચાલતાં તેની સઘળી અક્કડાઈ હવે ઓગળી ગઈ હતી, એટલે હવે તેણે ઝડપ વધારી. થોડીવાર પછી તેણે બીજો ખાડો ખોદ્યો.

બાજૂએ બહુ લાંબો પંથ લીધો, હવેની ત્રીજી બાજૂ મારે સાવ ટૂંકી જ કાપવી.' આમ વિચારી ઝડપભેર પગલાં ભરતો તે ત્રીજી બાજૂએ ચાલી નીકળ્યો. સૂર્ય સામું જોયું તો ક્ષિતિજ ભણીને અડધે રસ્તે તે આવી ચૂક્યો હતો, અને છતાં ચોરસની ત્રીજી બાજૂએ તે પૂરા બે માઇલ પણ હજી કાપી શક્યો નહોતો. મૂળ સ્થાનથી હજુ તે દસ માઇલ દૂર હતો.

'ના, ભલેને મારી જમીનની બાજૂઓ અણસરખી લાગે તો ય હવે આગળ નથી જવું,' તેણે વિચાર કર્યો. 'હવે તો મારે સીધેસીધું પાછું જ ફરવું જોઈએ. આમ તો ક્યાંક બહુ દૂર નીકળી જવાય. આટલામાંય મારે ઘણી જમીન આવી છે.'

આમ કહી **પાહોમે** ઝપાટાબંધ એક ખાડો ખોદ્યો ને પછી તે સીધો ટેકરા ભણી વળી ગયો.

## ૯

**પાહોમ** સીધો ટેકરા તરફ ચાલવા લાગ્યો, પણ હવે તેને ચાલતાં મુશ્કેલી પડતી હતી. તાપને લીધે તે થાકી ગયો હતો, તેના ખુલ્લા પગે ઉઝરડા ને ચીરા પડ્યા હતા, અને તેના ટાંટિયા હવે કહ્યું કરતા નહોતા. આરામ લેવાની તેને ઘણી આતુર ઇચ્છા થઈ, પણ સૂર્યાસ્ત પહેલાં મૂળ સ્થાને પહોંચી જવું હોય તો આરામ લેવો અશક્ય હતો. સૂર્ય કંઈ કોઈ માણસને માટે ખોટી થતો નથી. એ તો નીચે ને નીચે સરતો જતો હતો.

'બેલા,' તેને મનમાં થયું, 'અતિ લોભ કરતાં હું ક્યાંક ભૂલ તો નથી કરી બેઠોને? મોડો પડીશ તો પછી શું થશે?'

ટેકરા તરફ તેમ સૂર્ય સામે તેણે નજર નાખી. ટેકરાથી હજુ તે દૂર હતો, અને સૂર્ય તો ક્ષિતિજની પાસે આવી પહોંચ્યો હતો.

એટલે ત્યાં અટકી એક મોટો ખાડો તેણે ખોદ્યો, અને ઢેફાંનો એક ઢગલો કર્યો. પછી તેણે ભંભલી છોડી તેમાંથી પાણી પીધું અને પછી તરત ડાબા હાથ ભણી વળી ગયો. એ દિશામાં તે આગળ ને આગળ ચાલ્યો. એ ભાગમાં ઘાસ ઊંચું ઊગ્યું હતું અને તાપ બહુ આકરો લાગતો હતો.

પાહોમને હવે થાક જણાવા માંડ્યો: સૂર્ય તરફ નજર કરી તો મધ્યાહ્ન થઈ ગયો હતો.

'વારુ' તેણે વિચાર્યું, 'થોડો વિસામો ખાવો પડશે.'

બેસીને તેણે થોડો રોટલો ખાધો અને થોડું પાણી પીધું; પણ ક્યાંક ઊંઘ આવી જાય એ બીકે તે સૂતો નહિ. થોડી વાર બેસીને તે ફરી પાછો આગળ ચાલ્યો. શરૂઆતમાં તો તે સરસરાટ ચાલ્યો; કેમકે ખોરાક લીધો હતો તેણે પગમાં જોર આણ્યું હતું. પણ તાપ અસહ્ય થઈ પડ્યો હતો, એટલે તેને ઊંઘ આવવા માંડી. છતાં 'ઘડીનું દુઃખ, તો જીવનભરનું સુખ' એમ વિચારીને તેણે આગળ ને આગળ ચાલ્યા કર્યું.

આ દિશામાં પણ તે ખૂબ આઘે નીકળી ગયો, એટલે ત્યાંથી પાછો ડાબા હાથ ભણી વળવા જતો હતો એવામાં એક ભેજવાળું કોતર તેણે દેખ્યું. 'અરે, એ છોડતાં શે જીવ ચાલે?' તેના મનમાં થયું, 'ત્યાં શણ સરસ થશે.' એટલે તે એ કોતરની બાજૂમાં થઈને નીકળ્યો અને ખૂણા પર વાંક લેતાં પહેલાં એ કોતરની પેલી બાજૂએ તેણે ખાડો ખોદ્યો. પછી તેણે ટેકરા ભણી દૃષ્ટિ કરી. તાપને લીધે હવા ધુમ્મસ જેવી બની હતી: જાણે ધ્રૂજતી હોય એવી બધી હવા લાગતી હતી અને તે ધુમ્મસને લીધે ટેકરા પરના માણસો ભાગ્યે જ દેખી શકાતા હતા.

'અરે!' પાહોમ મનમાં બોલી ઊઠ્યો 'મેં તો આ બે

બાજૂએ બહુ લાંબો પંથ લીધો, હવેની ત્રીજી બાજૂ મારે સાવ ટૂંકી જ કાપવી.' આમ વિચારી ઝડપભેર પગલાં ભરતો તે ત્રીજી બાજૂએ ચાલી નીકળ્યો. સૂર્ય સામું જોયું તો ક્ષિતિજ ભણીને અડધે રસ્તે તે આવી ચૂક્યો હતો, અને છતાં ચોરસની ત્રીજી બાજૂએ તે પૂરા બે માઇલ પણ હજી કાપી શક્યો નહોતો. મૂળ સ્થાનથી હજુ તે દસ માઇલ દૂર હતો.

'ના, ભલેને મારી જમીનની બાજૂઓ અણસરખી લાગે તો ય હવે આગળ નથી જવું,' તેણે વિચાર કર્યો. 'હવે તો મારે સીધેસીધું પાછું જ ફરવું જોઈએ. આમ તો ક્યાંક બહુ દૂર નીકળી જવાય. આટલામાંય મારે ઘણી જમીન આવી છે.'

આમ કહી પાહોમે ઝપાટાબંધ એક ખાડો ખોદ્યો ને પછી તે સીધો ટેકરા ભણી વળી ગયો.

૯

પાહોમ સીધો ટેકરા તરફ ચાલવા લાગ્યો, પણ હવે તેને ચાલતાં મુશ્કેલી પડતી હતી. તાપને લીધે તે થાકી ગયો હતો, તેના ખુલ્લા પગે ઉઝરડા ને ચીરા પડ્યા હતા, અને તેના ટાંટિયા હવે કહ્યું કરતા નહોતા. આરામ લેવાની તેને ઘણી આતુર ઇચ્છા થઈ, પણ સૂર્યાસ્ત પહેલાં મૂળ સ્થાને પહોંચી જવું હોય તો આરામ લેવો અશક્ય હતો. સૂર્ય કંઈ કોઈ માણસને માટે ખોટી થતો નથી. એ તો નીચે ને નીચે સરતો જતો હતો.

'બેલા,' તેને મનમાં થયું, 'અતિ લોભ કરતાં હું ક્યાંક ભૂલ તો નથી કરી બેઠોને? મોડો પડીશ તો પછી શું થશે?'

ટેકરા તરફ તેમ સૂર્ય સામે તેણે નજર નાખી. ટેકરાથી હજુ તે દૂર હતો, અને સૂર્ય તો ક્ષિતિજની પાસે આવી પહોંચ્યો હતો.

પાહોમે તો આગળ ને આગળ ચાલ્યે રાખ્યું; ચાલતાં ક
કષ્ટ થતું હતું, છતાં તે વધુ ને વધુ ઝડપથી આગળ વધ્યો. અ
તેણે આગળ ને આગળ ધપાવ્યે રાખ્યું, પણ છતાં મૂળ સ્થાન
હજુ ખૂબ છેટે હતો એટલે તેણે દોડવા માંડ્યું. પોતાનો ડગલે
જોડા, ભંભલી, ને ટોપી એ સઘળું ફેંકી દીધું, ને એકલી કોદાળ
જ પાસે રાખી, કેમકે ટેકો દેવામાં તે કામની હતી.

'હવે હું શું કરીશ?' તેના દિલમાં ચણચણાટ થવ
લાગ્યો: 'બહુ મોટો મુટ્ઠો ભરવા ગયો એમાં બધી બાજી બગાડી
મૂકી આ તો. સૂરજ આથમ્યા પહેલાં કંઈ હું ત્યાં પહોંચવાનો નથી.'

અને આમ ફાળ પડી એટલે તે પહેલાં કરતાં પણ વિશેષ
અધીરો બન્યો. તે તો એમ ને એમ દોડ્યે જ ગયો, પરસેવે નીતરતો
તેનો ચોરણો તથા તેનું પહેરણ તેના શરીરને ચોંટી જવા લાગ્યાં,
અને તેનું મોં સુકાઈ ગયું. તેની છાતીમાં લુહારની ધમણની જેમ
શ્વાસ માતો નહોતો, તેના હૈયામાં હથોડાની જેમ ધબકારા થતા
હતા, અને જાણે પારકા હોય નહિ તેમ તેના પગ પરવશ બની
ગયા હતા. એટલે આટલા બધા શ્રમને લીધે પોતે ક્યાંક મરી
જશે એવી બીકથી પાહોમ છળી ઊઠ્યો.

મોતની બીકથી છળી ઊઠ્યો હતો છતાં તેનાથી અટકાય
એમ તો હતું જ નહિ. 'આટલું બધું દોડ્યા પછી હવે જો
અટકું તો તો એ લોકો મને મૂરખ જ કહે,' એવો વિચાર તેના
મનમાં આવ્યો એટલે તેણે તો આગળ ને આગળ દોડ્યે જ
રાખ્યું. તે નજીક આવતાં બાશ્કીર લોકો ખૂમો પાડીને તેને
પાણી ચડાવતા હતા તે તેણે સાંભળ્યું. આ ખૂમો સાંભળતાં તેના
હૈયામાં વળી વિશેષ શૂર ચડ્યું, એટલે પંડમાં જોર હતું તેટલું
બધું એકઠું કરીને તે આગળ દોડ્યો.

સૂર્ય ક્ષિતિજની લગોલગ આવી પહોંચ્યો હતો ને ધુમ્મસથી છવાઈ ગએલો હોવાથી તે મોટો ને લોહી જેવો લાલચોળ લાગતો હતો. તેને થયું: અરે, એ આથમ્યો, એ.....આથમ્યો! સૂર્ય છેક નીચે આવી ગયો હતો, પણ તો બીજી બાજૂ પોતે પણ મૂળ સ્થાનની છેક પાસે આવી પહોંચ્યો હતો. ટેકરા પરના માણસો તેને ઝડપ કરવા માટે હાથ હલાવતા હતા તે પાહોમ જોઈ શકતો હતો. જમીન પર મૂકેલી શિયાળનાં રૂંવાંવાળી ટોપી ને તેના પર રાખેલા પૈસા તથા બાજૂમાં પડખા પર હાથ રાખીને બેઠેલો સરદાર પણ તેને હવે દેખાતો હતો. સરદારને આમ બેઠેલો દેખીને પાહોમને પોતે જોએલું સ્વપ્નું યાદ આવ્યું.

'જમીન તો પુષ્કળ છે,' તેને વિચાર આવ્યો, 'પણ ભગવાન મને એ જમીન ભોગવવા દેશે ખરા? અરે, આ તો મેં મારો જીવ જ ખોયો, જીવ જ ખોયો! એ જગાએ હું હવે કેમે કરતાં પહોંચી શકવાનો જ નથી!'

પાહોમે સૂર્ય સામે જોયું તો તે પૃથ્વીને સ્પર્શતો હતો અને તેની એક બાજૂ તો ક્યારની અદૃશ્ય થઈ ગઈ હતી. એટલે અંગમાં હતું તેટલું બળ અજમાવીને તે આગળ ધસ્યો. આ વખતે તેણે શરીર એટલું બધું આગળ નાખી દીધું હતું કે તેને પડતું અટકાવવા જેટલા જોરથી દોડવું જોઈએ તેટલા જોરથી તેના પગ દોડી શકતા નહોતા. એમ કરતાં ટેકરા આગળ પહોંચ્યો કે તરત એકાએક અંધારું થઈ ગયું. ઊંચે જોયું તો સૂર્ય ક્યારનો આથમી ગયો હતો! આથી તે ચીસ નાખી ઊઠ્યો, 'હાય, હાય, મારી બધી મહેનત પાણીમાં ગઈ.' એમ તેના મનમાં બળતરા થઈ, અને તેથી તે ચાલતાં અટકી જતો હતો ત્યાં તો બાશ્કીર લોકોને હજુ બૂમો પાડતા સાંભળ્યા, એટલે તેને સાંભર્યું કે

નીચેથી પોતાને સૂર્ય આથમી ગયો લાગતો હોય છતાં ટેકરા પર હોવાથી એ લોકો હજુ તે જોઈ શકતા હશે. એટલે દીર્ઘશ્વાસ લઈને તે દોડીને ટેકરા પર ચડી ગયો. ટેકરા પર હજુ પ્રકાશ હતો. ટોચે પહોંચ્યો તો તેણે ટોપી દીઠી. ટોપીની આગળ પેલો સરદાર પેટ પકડીને હસતો બેઠો હતો. એ જોઈને **પાહોમ**ને બીજી વાર પોતાનું સ્વપ્નું યાદ આવ્યું, એટલે તે ચીસ પાડી ઊઠ્યો. આ વખતે તેના પગ કમજોર બનીને લથડ્યા, ને તે લાંબો થઈને પડ્યો એટલે તેના હાથ ટોપીને અડક્યા.

'ઓહો, ખરો આદમી હો આ!' સરદાર બોલી ઊઠ્યો, 'પુષ્કળ જમીન પામ્યો હો એ!'

**પાહોમ**નો નોકર ત્યાં દોડતો આવી પહોંચ્યો અને તેને ઊભો કરવા એણે મહેનત કરી જોઈ, પણ એણે જોયું કે તેનાં મોંમાંથી લોહીની નીક વહી રહી હતી. **પાહોમ** સ્વધામ પહોંચી ગયો હતો!

**બા**શ્કીર લોકોએ જીભનો ડચકારો કરીને દયાવૃત્તિ દેખાડી.

કોદાળી લઈને **પાહોમ**ના નોકરે **પાહોમ** બરાબર સગવડથી સૂઈ શકે એવી લાંબી કબર ખોદી, અને એમાં તેને દફનાવ્યો. માથાથી તે પગ સુધીમાં છ ફીટ જમીન તેને પૂરતી થઈ પડી!

૧૮૮૬

# સૂરતનું કાવાખાનું

**સૂરત** શહેરમાં એક કાવાખાનું હતું. અનેક પ્રવાસીઓ તથા જગતના જુદા જુદા ભાગોમાંથી એકઠા થએલા અનેક વિદેશીઓ ત્યાં મળતા અને વાતો કરતા.

એક દિવસ એક ઇરાની મોલવી આ કાવાખાનામાં આવ્યો. આ માણસે ઈશ્વરના સ્વરૂપનો અભ્યાસ કરવામાં તથા તે વિશે ગ્રંથો વાંચવા લખવામાં પોતાનું જીવન ગાળ્યું હતું. ઈશ્વર વિશે તેણે એટલું બધું વાંચ્યું વિચાર્યું તથા લખ્યું હતું કે આખરે તેની મતિ મૂંઝાઈ ગઈ, તેનું મગજ ખસી ગયું, અને ઈશ્વરના અસ્તિત્વ સુદ્ધાંમાંથી તેની શ્રદ્ધા ચાલી ગઈ. ઈરાનના શાહને આ વાતની ખબર પડતાં એણે તેને દેશનિકાલ કર્યો હતો.

જગતના આદિકારણ વિશે જીવનભર દલીલપરંપરા ચલાવ્યા પછી આ કમનસીબ મોલવીની એવી દુર્દશા થઈ કે એ તર્ક-જાળમાં તે પોતે ગૂંચવાઈ ગયો અને આમ પોતે જ બુદ્ધિ ગુમાવી બેઠો છે એમ સમજવાને બદલે તે તો એમ માનવા લાગ્યો કે વિશ્વનું નિયમન કરે એવું કોઈ ઉચ્ચતર બુદ્ધિયુક્ત તત્ત્વ જ જગતમાં છે નહિ.

આ માણસ કને એક **આ**ફ્રિકન ગુલામ હતો એ સર્વત્ર તેની સાથે સાથે ફરતો. મોલવી જ્યારે કાવાખાનાની અંદર પેઠો ત્યારે

આ ગુલામ બહાર રહ્યો અને બારણા આગળ તડકામાં એક છીપર પડી હતી તેના પર બેસી આજૂબાજૂ ગણગણતી માખોને ઉડાડવા લાગ્યો. મોલવી અંદર આવી કાવાખાનાના એક કોચ પર બેઠો અને પોતાને માટે અફીણના કસુંબાની એક પ્યાલી મંગાવી. એ પ્યાલી ગટગટાવી ગયો અને તેને પરિણામે તેનું મગજ સતેજ થયું. એટલે ખુલ્લા બારણામાંથી તેણે પોતાના ગુલામને બોલાવી કહ્યું :

'એલા કમબખ્ત ગુલામ, તને શું લાગે છે, અલ્લા છે કે નહિ ?'

'છે જ વળી, એમાં પૂછવું શું ?' ગુલામે કહ્યું અને તરત જ એણે પોતાના કમરબંધ નીચેથી એક લાકડાની મૂર્તિ કાઢી.

'જુઓ,' એણે કહ્યું 'જન્મ્યો તે દિવસથી મારી રક્ષા કરનારા આ મારા અલ્લા. અમારા મુલકમાં એકેએક જણ મંત્રેલા ઝાડને પૂજે છે અને એ ઝાડના લાકડામાંથી જ આ મૂર્તિ ઘડેલી છે.'

મોલવી અને તેના ગુલામ વચ્ચેની આ વાતચીત કાવાખાનામાં બેઠેલા બીજા માણસો આશ્ચર્યપૂર્વક સાંભળી રહ્યા. મોલવીના પ્રશ્નથી અને તેથી પણ વિશેષ તો તેના ગુલામના ઉત્તરથી તેઓ વિસ્મય પામ્યા.

આમાં એક બ્રાહ્મણ હતો. ગુલામના શબ્દો સાંભળીને તે એના ભણી ફર્યો અને બોલ્યો :

'કમબખ્ત હેવાન, તું શું એમ સમજે છે કે ઈશ્વરને આદમીના કમરબંધ નીચે રાખી શકાય ? ઈશ્વર તો એક જ છે અને તે બ્રહ્મ. બ્રહ્મ વિશ્વ કરતાં મોટું છે કેમકે તેણે વિશ્વને ઉત્પન્ન કરેલ છે. બ્રહ્મ એક ને અદ્વિતીય છે, તે જ પરમ સમર્થ પ્રભુ છે, અને તેની ઉપાસનાને અર્થે જ ભાગીરથીને કિનારે મંદિરો બાંધ્યાં છે ને તેમાં તેના સાચા પુરોહિત બ્રાહ્મણો તેની પૂજા

કરે છે. સાચા ઈશ્વરનું જ્ઞાન એક તેમને જ છે, અને તેમના સિવાય બીજા કોઈને નથી. હજારો વર્ષો વીતી ગયાં અને અનેક જમાના બદલાઈ ગયા, છતાં આ બ્રાહ્મણોની સત્તા ઓછી થઈ નથી, કેમકે એકના એક સાચા ઇશ્વરરૂપ બ્રહ્મ એમનું રક્ષણ કરે છે.'

પોતાના આ શબ્દોથી જાણે સર્વના મનની ચોક્કસ પતીજ થવાની એવા ભાવથી તે બ્રાહ્મણે આમ કહ્યું, પણ ત્યાં એક યાહુદી દલાલ હાજર હતો તેણે એને જવાબ આપ્યો:

'ના, સાચા ઈશ્વરનું મંદિર હિંદમાં નથી. તેમ ઈશ્વર બ્રાહ્મણવર્ણની રક્ષા કરે છે એ વાત પણ સાચી નથી. બ્રાહ્મણોનો ઈશ્વર તે સાચો ઈશ્વર નથી. સાચો ઈશ્વર તો અબ્રાહામ, ઇસાક, ને જેકબનો ઈશ્વર તે જ છે. એના માનીતા ઇઝરાઈલ લોકો સિવાય બીજા કોઈનું તે રક્ષણ કરતો નથી. દુનિયાની ઉત્પત્તિ થઈ ત્યારથી અમારી જાતિ ઈશ્વરની માનીતી છે, અને અમારા સિવાય બીજી કોઈ જાતિ એની માનીતી નથી. અત્યારે તો અમે આખી દુનિયાના જુદાજુદા ભાગોમાં વેરવિખેર થઈ ગયા છીએ, પણ તે તો ઈશ્વર અમને કસી જોવા માગે છે એટલા માટે; કેમકે ઈશ્વરે કોલ આપ્યો છે કે એક દિવસ તે પોતાની માનીતી જાતિના સર્વ માણસોને જેરૂસલેમમાં એકત્ર કરશે. પછી પ્રાચીન જગતમાં પરમ અદ્‌ભુત એવું એ જેરૂસલેમનું મંદિર એના પુરાણા વૈભવને પુનઃ પ્રાપ્ત કરશે એટલે ઇઝરાઈલને સમસ્ત પ્રજાના સમ્રાટપદે સ્થાપવામાં આવશે.'

આમ બોલતાં બોલતાં એ યાહુદી રડી પડયો. હજુ તે આગળ બોલવા જતો હતો, પણ ત્યાં એક ઈટાલિયન પાદરી હતો તેણે તેને વધુ બોલતાં અટકાવ્યો.

'તમારી વાત ખોટી છે,' તેણે યાહુદીને કહ્યું. 'એવી વાત કરીને તો તમે ઈશ્વર પર અન્યાયનું આરોપણ કરો છો. ઈશ્વર કંઈ બીજી બધી જાતિઓને છોડી એક તમારી જ જાતિ પર પ્રેમ ન રાખી શકે. ઊલટું, પ્રાચીન કાળમાં ઇઝરાઈલ લોકો એના માનીતા હતા એ વાત સાચી હોય તોપણ એ લોકોએ એને ગુસ્સે કર્યાને આજે ઓગણીસસો વરસ થઈ ગયાં. એટલાં બધાં વરસથી તેમણે ઈશ્વરને ગુસ્સે કરેલ છે તેને પરિણામે એ પ્રજાનો નાશ કરવાનું તથા જગતના જુદાજુદા ભાગોમાં તેને વેરણછેરણ કરી નાખવાનું કામ ઈશ્વરને કરવું પડ્યું છે, એટલે એમના ધર્મમાં હવે કોઈ આવતું નથી અને અહીંતહીં ક્યાંક તે છૂટોછવાયો નજરે પડે છે તે સિવાય તે નાબૂદ થઈ ગએલ છે. ઈશ્વર તો કોઈ પણ જાતિ પ્રત્યે પક્ષપાત રાખતા નથી. એ તો જેમને જેમને મોક્ષની ઇચ્છા હોય તે સઘળાને રોમન કૅથોલિક ધર્મનો સ્વીકાર કરવાનું કહે છે, કેમકે એ ધર્મબહારના કોઈને મોક્ષ મળી શકતો નથી.'

ઇટાલિયને આમ કહ્યું. પણ તાકડે એક પ્રોટેસ્ટન્ટ પાદરી આવ્યો હતો, તે આ સાંભળી લાલપીળો બની ગયો અને તેથી કૅથોલિક પાદરી ભણી વળીને તે બોલી ઊઠ્યોઃ

'તમારા ધર્મનાને મોક્ષ મળે છે એમ તમારાથી કેમ કહી શકાય? મોક્ષ તો ફક્ત એ લોકોને જ મળવાનો, જેઓ ભગવાન ઇસુપ્રોક્ત શાસ્ત્રગ્રંથનો તત્ત્વાર્થ સમજીને તેનું અનુસરણ કરતા હશે.'

એવામાં સૂરતના જકાતખાતામાં નોકરી કરતો એક તુર્ક ત્યાં બેઠો બેઠો ચૂંગી પીતો હતો તે, જાણે પોતે આ બન્ને જણ કરતાં કોઈ ઉચ્ચ ભૂમિકા પર વસતો હોય એવા ભાવપૂર્વક આ બન્ને ખ્રિસ્તી પાદરી ભણી વળ્યો.

'તમારા રોમન ધર્મમાં તમે જે ઇમાન રાખો છો તે ખોટો

છે,' તેણે કહ્યું. 'બારસો વરસ પર સાચો દીન ફેલાવીને હઝરત મહમ્મદ પેગંબર સાહેબે તેની જગા લીધી છે. આ સાચો દીન યુરોપ ને એશિયાના દેશોમાં જ નહિ પણ ચીનના સંસ્કારી મુલકમાં કેવો પ્રસરી રહ્યો છે એ તમે તમારી નજરે જોઈ શકો એમ છો. તમે તમારી જીભાનથી કહો છો કે અલ્લાએ યાહુદીઓને તો હવે તજી દીધા છે, અને એના પુરાવામાં એ યાહુદી લોકોનું જે અપમાન થઈ રહ્યું છે અને એમનો ધર્મ જે હવે ફેલાવો કરી શકતો નથી એ વાત તમે ટાંકો છો. તો પછી તમારે હવે ઇસ્લામનું સત્ય સ્વીકારવું જ જોઈએ, કેમકે તે વિજય પામેલો છે અને બહોળા વિસ્તારમાં ફેલાઈ રહ્યો છે. હઝરત મહમ્મદ એ અલ્લાના છેલ્લામાં છેલ્લા પેગંબર છે, એટલે એમના અનુયાયીઓ સિવાય બીજા કોઈનો ઉદ્ધાર થવાનો નથી. આમાંએ પાછા અલીના નહિ પણ ઉમરના અનુયાયીઓનો જ ઉદ્ધાર થવાનો છે, કેમકે અલીના અનુયાયીઓ દીનને વફાદાર રહ્યા નથી.'

પેલો ઇરાની મોલવી અલીના સંપ્રદાયનો હતો, એટલે આ બોલનો જવાબ આપવાની તેને ઇચ્છા થઈ; પણ વાત આટલે સુધી આવી એટલામાં તો એ કાવાખાનામાં જુદાજુદા ધર્મ તથા સંપ્રદાયોના જે જુદાજુદા માણસો હાજર હતા તેમની વચ્ચે એક મોટી તકરાર જામી ચૂકી હતી. કાવાખાનામાં એ વખતે એબિસિનિયન ખ્રિસ્તી લોકો, ટિબેટના લામાઓ, ઇસ્માઇલિના અનુયાયીઓ અને આતશપૂજકો હાજર હતા. તે સહુ ઇશ્વરના સ્વરૂપ વિશે તથા તેની ઉપાસનાનાં પ્રકારપદ્ધતિ આદિ વિશે વિવાદ કરવા લાગ્યા. અને દરેક જણ કહેવા લાગ્યો કે ઈશ્વરનું સાચું જ્ઞાન તો કેવળ પોતાના દેશમાં જ પ્રાપ્ત થએલું છે અને તેની યથાર્થ ઉપાસના પણ કેવળ પોતાની પ્રજામાં જ થઈ રહેલી છે.

આ રીતે ત્યાં બેઠેલા સૌ મોટા મોટા હોકારા પાડીને ચર્ચા કરવા લાગ્યા. આમાં અપવાદરૂપ ફક્ત એક **ચી**નો હતો. તે કોન્ફ્યુશિયસનો અનુયાયી હતો, અને આ ચર્ચામાં કશો ભાગ ન લેતાં તે કાવાખાનાના એક ખૂણામાં શાંતિથી બેઠો હતો. ત્યાં બેઠો બેઠો ચા પીતો પીતો આ બોલી રહ્યા હતા તે એ સાંભળી રહ્યો. પણ જાતે એ સંબંધમાં કંઈ બોલ્યો નહિ.

પેલો તુર્કસ્તાની તેને ત્યાં બેઠેલો દેખી ગયો, એટલે તેને પોતાના પક્ષ ભણી ખેંચવાની ઇચ્છાથી બોલ્યો:

'અય દોસ્ત **ચી**નાઈ, મારી વાત સાચી છે એની તું તો જરૂર સાક્ષી પૂરવાનો. અત્યારે તો તું ચૂપકી પકડીને બેઠો છે, પણ જરાક જબાન ખોલ તો મને ખાતરી છે કે તું મારા મતને ટેકો આપવાનો. તારા મુલકના કેટલાક વેપારીઓ મારી મદદ લેવા આવે છે, એ લોકો કહે છે કે **ચી**નમાં અનેક ધર્મો દાખલ થયા છે, છતાં તમે **ચી**નાઈ લોકો ઇસ્લામને જ સર્વોત્તમ ધર્મ ગણો છો અને તેથી એ ધર્મ જ તમે રાજીખુશીથી સ્વીકારો છો. તો પછી મારા અભિપ્રાયને તારો ટેકો આપ અને ખરા ખુદા અને તેના પેગંબર વિશે તારો મત શો છે તે જણાવ.'

'જરૂર, જરૂર,' **ચી**નવાસી ભણી વળીને બીજા સૌ બોલી ઊઠ્યા. 'આ બાબતમાં તમારા શા વિચાર છે એ અમને જણાવો જરા.'

એટલે કોન્ફ્યુશિયસના અનુયાયી એવા એ **ચી**નવાસીએ પોતાની આંખો મીંચીને પળવાર વિચાર કર્યો. પછી તેણે આંખો ઉઘાડી, અને પોતાના ઝભ્ભાની પહોળી બાંયોમાંથી પોતાના હાથ બહાર કાઢીને છાતી પર અદબ વાળી તે શાન્ત, સ્વસ્થ અવાજે આ પ્રમાણે બોલ્યો:

'મહેરબાનો, મને લાગે છે કે ધર્મવિષયમાં મનુષ્યો પરસ્પર એકમત થઈ શકતાં નથી તેનું મુખ્ય કારણ તેમનું અભિમાન છે. મારી વાત સાંભળવાની આપની જો ઇચ્છા હોય તો મારા કહેવાનો મુદ્દો સ્પષ્ટ કરે એવું એક દૃષ્ટાંત તમારી આગળ રજૂ કરું.

હું જે અંગ્રેજી વહાણમાં બેસીને આંહી આવ્યો તે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરતું કરતું આંહી આવેલું. રસ્તામાં અમે મીઠું પાણી લેવા સુમાત્રા ટાપુના પૂર્વ કિનારા પર વહાણ નાંગરેલું. એ વખત મધ્યાહ્ન તપતો હતો, તેથી અમારામાંથી કેટલાક આદમી કિનારા પર આવી, એક નાનકડા ગામડાની પડોશમાં આવેલાં નાળિયેરીનાં ઝાડ નીચે બેઠા. અમારી ટોળીમાં જુદીજુદી પ્રજાના આદમી હતા.

અમે ત્યાં બેઠા હતા એવામાં એક આંધળો અમારી પાસે આવ્યો. પાછળથી અમને ખબર પડી કે એને સૂર્યપ્રકાશ પકડવો હતો તેથી સૂર્યસ્વરૂપનું યથાર્થ જ્ઞાન મેળવવા માટે ઘણાં ઘણાં વરસથી સૂર્ય સામે સતત રીતે તે એકીટશે જોયા કરતો હતો અને તેથી જ એ અંધ બન્યો હતો.

પોતાની મુરાદ બર લાવવા માટે બહુ લાંબા વખત સુધી એણે સૂર્ય સામે અખંડ રીતે જોયા કર્યું. પણ એનું પરિણામ એક જ આવ્યું કે સૂર્યપ્રકાશથી એની આંખને ઇજા થઈ, અને એ અંધ બન્યો.

પછી તે સ્વગત બોલ્યો:

"સૂર્યપ્રકાશ પ્રવાહી નથી, કેમકે પ્રવાહી હોત તો પાણીની પેઠે તે એક વાસણમાંથી બીજા વાસણમાં રેડી શકાત, અને પાણી જેમ પવનથી હાલે છે તેમ તે પણ હાલી ઊઠત. તેમ એ અગ્નિ પણ નથી, કેમકે અગ્નિ હોત તો પાણીથી તે બુઝાઈ જાત. એ જ રીતે સૂર્યપ્રકાશ કોઈ સૂક્ષ્મ સત્ત્વ પણ નથી, કેમકે તે આંખ વડે

વહાણમાં એક અંગ્રેજ ખલાસી હતો તે એને અટકાવીને વચ્ચેથી બોલી ઊઠ્યો:

"સૂર્યની હિલચાલ વિશે અમારા ઇંગ્લંડના લોકો જેટલું જાણે છે તેટલું દુનિયાના કોઈ દેશના લોકો જાણતા નથી. ઇંગ્લંડમાં તો સૌને ખબર છે કે સૂર્ય ક્યાંયથી ઊગતો નથી તેમ ક્યાંય આથમતો પણ નથી. એ તો સદાય પૃથ્વીની આસપાસ ફર્યા કરે છે. આ વાતની અમને પાકી ખાતરી છે, કેમકે અમે જાતે હમણાં જ પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યા, પણ ક્યાંય અમે સૂર્ય સાથે અથડાયા નહિ. જ્યાં જ્યાં ગયા ત્યાં બધે આંહીંની જેમ જ સૂર્ય સવારમાં દેખાતો અને રાતે અદૃશ્ય થઈ જતો."

આમ કહી એ અંગ્રેજે એક સોટી લીધી અને રેતીમાં ગોળ આકૃતિઓ કાઢી સૂર્ય આકાશમાં કેવી રીતે ભ્રમણ કરી રહ્યો છે તથા પૃથ્વીની આસપાસ કેવી રીતે ફરી રહ્યો છે તે સમજાવવા તેણે કોશિશ કરી. પણ તે બરાબર સમજાવી શક્યો નહિ, એટલે વહાણના નાખુદા ભણી આંગળી કરી તે બોલ્યો:

"મારા કરતાં આમને વધારે માહિતી છે. એટલે એ બરાબર સમજાવી શકશે."

નાખુદો બુદ્ધિશાળી પુરુષ હતો. તેને પૂછવામાં આવ્યું ત્યાં સુધી તે બધી વાત શાંતિથી સાંભળતો બેઠો હતો. હવે તેને પૂછ્યું એટલે સૌ તેની તરફ જોવા લાગ્યા. તે બોલ્યો:

"તમે સૌ એકબીજાને ઊંધે માર્ગે ચડાવી મારો છો અને જાતે પણ ખોટી વાત માનીને છેતરાઓ છો. સૂર્ય કંઈ પૃથ્વીની આસપાસ ફરતો નથી, પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. પૃથ્વી સૂર્યની આસપાસ ફરતાં ફરતાં પોતાની ધરીની આસપાસ પણ ફરે છે, અને દર ચોવીસ કલાકના ગાળામાં કેવળ જાપાન,

ફિલિપાઇન ટાપુઓ તેમ સુમાત્રા અને અત્યારે આપણે જ્યાં છીએ તે જ ભાગને નહિ, પણ આફ્રિકા, યૂરોપ ને અમેરિકા એ બધા ભાગને પણ સૂર્ય ભણી આણે છે. સૂર્ય કંઈ કોઈ એક જ પર્વત, કે કોઈ એક જ બેટ, અથવા કોઈ એક જ સમુદ્ર કે કોઈ એક જ પૃથ્વીને માટે પ્રકાશતો નથી, પણ આ આપણી પૃથ્વીની પેઠે અન્ય નક્ષત્રોને માટે પણ તે પ્રકાશે છે. તમે બધા પોતાના પગતળેની જમીન જોયા કરો છો એને બદલે જો ઊંચે આકાશમાં જ જરા જુઓને, તો તમને સૌને આ વાતની સમજ પડે, અને તો પછી તમે કોઈ એમ ધારો નહિ કે સૂર્ય તો ફક્ત તમારા જ કે તમારા દેશને જ માટે પ્રકાશે છે."

પૃથ્વીનો અનેકવાર પ્રવાસ કરનાર અને ઊંચે આકાશનું પુષ્કળ નિરીક્ષણ કરનાર એ સમજુ સુકાનીએ આમ કહ્યું.

'એ જ રીતે ધર્મની બાબતમાં પણ,' કૉન્ફ્યુશિયસના અનુયાયી પેલા ચીનવાસીએ આગળ વાત કહેવા માંડી, 'માનવ-જાતિમાં ભૂલ અને કુસંપ પેદા કરનાર વસ્તુ અભિમાન જ છે. આ વાતમાં સૂર્ય સંબંધમાં જેવું બન્યું હતું તેવું જ ઈશ્વરના સંબંધમાં બની રહ્યું છે. દરેક માણસને પોતાને માટે અથવા એકલા પોતાને માટે નહિ તો છેવટ પોતાના દેશને માટે એક ખાસ નિરાળો ઈશ્વર જોઈએ છે. જેને આખું વિશ્વ પણ સમાવી શકે એમ નથી એવા ઈશ્વરને દરેક પ્રજા તેના પોતાનાં જ મંદિરોમાં પૂરી રાખવા ઇચ્છે છે.

'ઈશ્વરે પોતે માનવમાત્રને એક જ ધર્મમાં આણી તેમની એકતા સાધવાને માટે જે એક દિવ્ય મંદિર ઊભું કર્યું છે તેની તોલે કોઈ પણ માનવકૃત મંદિર કદી પણ આવી શકે ખરું?

'સઘળાં માનવમંદિરો ઈશ્વરી સૃષ્ટિરૂપ આ દિવ્ય મંદિરના નમૂના ઉપર જ બાંધવામાં આવ્યાં છે. દરેક મંદિરમાં સ્વતંત્ર જળકુંડો, ઘુમ્મટો, દીવાઓ, ચિત્રો તેમ મૂર્તિઓ, શિલાલેખો, સ્મૃતિગ્રંથો, શાસ્ત્રગ્રંથો, નૈવેદ્યો ને યજ્ઞવેદીઓ તેમ પુરોહિતો હોય છે. પણ કયા મંદિરમાં સાગર જેવો જળકુંડ છે; આકાશ જેવો ઘુમ્મટ છે; સૂર્ય, ચંદ્ર ને તારા જેવા દીપો છે; અથવા પરસ્પર પ્રેમ રાખતાં, અન્યોન્ય સાહાય્ય કરતાં, સચેતન માનવીઓ જેવી મૂર્તિઓ પણ કયા મંદિરમાં છે? માનવજાતિના શ્રેયને અર્થે ઠેરઠેર વેરેલી પ્રસાદીઓ જેવા ઈશ્વરની દયાના સુગમ, સરળ શિલાલેખો પણ બીજે ક્યાં મળવાના છે? માનવીના પોતાના હૃદયમાં અંકાએલા છે તેવા એકેએક જણને સ્પષ્ટ રીતે સમજાય તેવા શાસ્ત્રગ્રંથ પણ બીજે ક્યાં છે? પ્રેમાળ સ્ત્રીપુરુષો એકબીજાને માટે જે સ્વાર્થત્યાગ કરી રહેલ છે તેને તોલે આવે એવા યજ્ઞો પણ બીજા કયા છે? અને ભગવાન પોતે જ્યાંથી આપેલું બલિદાન સ્વીકારે છે એવા સાધુજનના હૃદય જેવી યજ્ઞ-વેદી પણ બીજે ક્યાં મળવાની?

માનવીનો ઈશ્વર વિશેનો ખ્યાલ જેટલો ઊંચો હશે તેટલો એ તેને વધારે સારી રીતે સમજી શકશે અને જેટલી સારી એની ઈશ્વર વિશેની સમજ હશે તેટલો તે ઈશ્વરની નજીક પહોંચી શકશે, તેમ તેની ભલાઈ, તેની દયા, અને માનવ પ્રત્યેના તેના પ્રેમનું તેટલે અંશે એ અનુકરણ કરી શકશે.

માટે જે માણસ સૂર્યના સમસ્ત પ્રકાશને વિશ્વમાં વ્યાપી જતો જોતો હોય તેણે એ પ્રકાશના એક જ કિરણને પોતાની ઇષ્ટમૂર્તિમાં જોનારા અજ્ઞાની પુરુષનો વાંક ન કાઢવો તેમ તેનો તિરસ્કાર પણ ન કરવો. પોતાની સઘળી શ્રદ્ધા ખોઈ બેઠેલા અને

સૂર્યને બિલકુલ દેખી જ ન શકતા એવા નાસ્તિક અંધ પુરુષનો પણ તેણે તિરસ્કાર ન કરવો.'

કૉન્ફ્યુશિયસપૂજક ચીનાએ આમ કહ્યું એટલે એ વખતે કાવાખાનામાં બેઠા હતા તે સૌ શાંત બની ગયા, અને કોનો ધર્મ ચડિયાતો એ વિશે પછી કોઈએ તકરાર કરી નહિ.

૧૮૯૩

વાત નથી જ. એટલે એ તો આ રીતે પોતાનું જીવન ગાળે છે, રાજ્ય કરે છે, પૈસા ઉસરડે છે, અને ખરેખરા રાજાના જેવા દમામથી પોતાનો દરબાર ભરીને બેસે છે.

એને ત્યાં પણ રાજ્યાભિષેક થાય છે, એને ત્યાં પણ દરબાર ભરાય છે, એ પણ બક્ષિસો આપે છે, સજાઓ ફરમાવે છે, અને માફી બક્ષે છે; એ પણ રાજ્યમાં તપાસ કરવા નીકળે છે, ને મસલતને માટે મંડળ ભરે છે; એને ત્યાં પણ કાનૂનો અને ઇન-સાફની અદાલતો છે: આ બધું બીજાં રાજ્યોની પેઠે એના રાજ્યમાં પણ છે, એમાં ફેર ફક્ત એટલો કે એને ત્યાં આ બધું નાના પાયા પર છે.

હવે થોડાં વરસ ઉપર એવું બન્યું કે આ રમકડા જેવા ઠાકોરના મુલકમાં એક ખૂન થયું. સામાન્ય રીતે આ રાજ્યના લોકો શાંત સ્વભાવના સુલેહપ્રિય માણસો છે, એટલે આવો બનાવ પહેલાં કદી ત્યાં બનેલો નહિ. પછી તો ન્યાયાધીશો અદાલતને શોભે એવા પૂરદમામમાં એકઠા થયા, અને પૂરી ન્યાયની રીતે આ મુકદ્દમો તેમણે ચલાવ્યો. અદાલતમાં ન્યાયાધીશો હતા, સરકારી વકીલ હતા, પંચના સભ્યો હતા, અને બૅરિસ્ટરો પણ હતા. એ લોકોએ ખૂબ દલીલો કરી ન્યાય તોળ્યો અને આખરે ચુકાદો આપતાં કાયદા મુજબ ગુનેગારને દેહાંતદંડની શિક્ષા ફરમાવી. આટલે સુધી તો બધું બરાબર થયું. પછી તેમણે આ સજાનું ફરમાન ઠાકોર સમક્ષ રજૂ કર્યું. ઠાકોરે સજા વાંચી તેને પોતાની મંજૂરી આપી. 'એ આદમીને ફાંસી આપવી જ પડે એવું હોય તો પછી શું કરવું?—આપી દેવી ફાંસી,' એમ એણે કહ્યું.

હવે આમાં મુશ્કેલી એક જ હતી, અને તે એ કે એમની

પાંચ થાત. આ ખાસ આવક તે જુગારખાનાની આવક છે. ત્યાં એક જુગારખાનું છે એમાં લોકો જુગાર ખેલે છે. લોકો જુગાર ખેલે, અને એમાં તેઓ જીતે કે હારે તોપણ દરેક ફેરે એ જુગારખાનાવાળાને હોડમાં મૂકેલી રકમના અમુક ટકા મળે છે, અને એવી રીતે તેને થએલા નફામાંથી તે ઠાકોરને મોટી રકમ ભરે છે. આવડી મોટી રકમ તે ભરે છે એનું કારણ એ છે કે આખા યૂરોપમાં આ એક જ જુગારખાનું અત્યારે રહેવા દીધું છે. કેટલાક નાના જર્મન રાજાઓ આ જ જાતનાં જુગારખાનાં ચલાવતા, પણ કેટલાંક વરસ ઉપર એમને તે ચલાવવાની મનાઈ થઈ છે. આ જુગારખાનાં બંધ કરવાનું કારણ એ કે એથી ભારે ખુવારી થતી હતી. કેમકે આવા જુગારખાનામાં માણસ પોતાનું કિસ્મત અજમાવવા જતો તો ઘણી વાર પોતાની પાસે હોય તેટલું બધું હોડમાં મૂકીને હારી જતો, પછી પોતાનું ન હોય એવું દ્રવ્ય પણ તે હોડમાં મૂકતો અને તે પણ હારી જાય એટલે હતાશ થઈને પાણીમાં પડી અથવા બંદૂકની ગોળી ખાઈ આપઘાત કરતો. એટલે જર્મન લોકોએ આવી કમાણી કરવાની પોતાના રાજાઓને મના કરી. પણ આ મોનેકોના ઠાકોરને કોઈ મના કરી શકે એવું હતું નહિ, એટલે આ જુગારખાનાનો અખંડ ઇજારો એ રાખી શક્યો.

તેથી હવે કોઈને પણ જુગાર ખેલવો હોય તો તે મોનેકો જાય છે. તે હારે કે જીતે, પણ ઠાકોરને તો એથી લાભ જ થાય છે. એ તો કહેવત જ છે ને કે પ્રમાણિકપણે પરસેવો ઉતારવાથી કંઈ સોનાનાં નળિયાં ન થાય? મોનેકોનો ઠાકોર ઘણું ય જાણે છે કે આ બૂરો ધંધો છે, પણ બીજું થાય શું? એને એ જીવવું છે ને? વળી, દારૂ તમાકુમાંથી કમાણી કરવી એ પણ કંઈ સારી

ઇટાલીની સરકારે જણાવ્યું કે યંત્ર અને ફાંસિયો બન્ને તેઓ ઘણી ખુશીથી પૂરાં પાડશે અને વાટખરચી સાથે તેનો એકંદર ખર્ચ બાર હજાર ફ્રાંક આવશે. પેલા કરતાં આ સોંઘું પડતું હતું, છતાં એકંદરે આંકડો બહુ આકરો હતો. એ હરામી આવડી મોટી રકમને માટે લાયક જ ક્યાં હતો ? આટલી રકમ આપવી પડે તોયે જણ દીઠ બે ફ્રાંકનો કરમાં વધારો કરવો પડે. એટલે એક બીજી સમિતિ બોલાવી. આ કામ ઓછા ખર્ચે કેવી રીતે પતાવી શકાય એ વિશે એ લોકોએ વિચાર તથા ચર્ચા કર્યાં. એમને થયું કે આ કામ ઘરમેળે પતાવી દે એવો કોઈ સિપાઈ ન મળી આવે ? એટલે સેનાપતિને તેડાવ્યો અને તેને પૂછ્યું : 'આ આદમીનું માથું ઉડાવી દે એવો કોઈ સિપાઈ તમે અમને ન આપો ? લડાઈમાં માણસો મારી નાખતાં એમને કંઈ એ અરેરાટી થતી નથી. ખરી રીતે, એવી રીતે મારી નાખવાની જ જિંદગીભર એમને તાલીમ અપાય છે.' એટલે, આ કામ ઉપાડી લે એવો કોઈ માણસ નીકળી આવે કે કેમ તેની તપાસ કરવા સેનાપતિએ સૈનિકો જોડે વાત કરી જોઈ. પણ કોઈ સૈનિક તે કામ કરવા તૈયાર નહોતો. 'નહિ, એવું કામ કરતાં અમને આવડતું નથી; અમને કંઈ એવા કામની તાલીમ મળી નથી,' એ સૌ સૈનિકોનો જવાબ હતો.

હવે શું કરવું ? ફરી વળી પ્રધાનમંડળે વિચારણા અને પુનર્વિચારણા કરી જોઈ. એમણે એક મસલતમંડળ નીમ્યું, સમિતિ નીમી, ને પેટાસમિતિ નીમી, અને એ બધાની મદદથી આખરે ઠરાવ કર્યો કે ઉત્તમ વાત તો એ જ છે કે સજા દેહાંતદંડની છે તે ફેરવીને જન્મટીપની કરવી. આમ કરવાથી ઠાકોરસાહેબને માફી બક્ષવાનો લહાવો પણ મળશે, અને વળી કામ સોંઘામાં પતશે.

ઠાકોરે આ ઠરાવને સંમતિ આપી, એટલે એ મુજબ બધી

પાસે ફાંસી આપવાનું યંત્ર પણ નહોતું તેમ ફાંસી આપનારો ફાંસિયો પણ નહોતો. એટલે પ્રધાનમંડળે એ બાબત પર વિચાર ચલાવ્યો, અને તેણે નિર્ણય કર્યો કે આ સંબંધમાં ફ્રાન્સની સરકારને પૂછી જોવું કે આ ગુનેગારને દેહાંતદંડ કરવા માટે તેઓ ફાંસીનું યંત્ર તથા ફાંસી આપવામાં કુશળ એવો કોઈ અનુભવી ફાંસિયો થોડા વખત માટે પૂરાં પાડી શકે કે નહિ; અને જો પૂરાં પાડી શકે તો એમાં ખર્ચ કેટલું આવે એ પણ જરા જણાવવાની વિનંતિ કરવાનું તેઓએ ઠરાવ્યું. આ મતલબનો પત્ર લખીને પછી તેઓએ રવાના કર્યો. અઠવાડિયા પછી તેનો જવાબ આવ્યો; તેમાં જણાવેલું કે ફાંસીનું યંત્ર તેમ ફાંસિયો બન્ને પૂરાં પાડી શકાશે અને તેનો ખર્ચ ૧૬૦૦૦ ફ્રાંક આવશે. આ હકીકત ઠાકોર સમક્ષ રજૂ કરવામાં આવી. એણે તેના પર વિચાર કરી જોયો. સોળ હજાર ફ્રાંક! ‘એટલી તો એ હરામીની જિંદગીની પણ કિંમત નથી,’ એમ એને થયું. ‘આથી સોંઘામાં ન પતે આ કામ કોઈ રીતે? સોળ હજાર ફ્રાંક એટલે તો વસતીના માથાદીઠ બે ફ્રાંક કરતાં પણ વધારેની સરેરાશ આવે. લોકો એવડો મોટો બોજો સહન કરી શકે જ નહિ, ને એમાંથી ક્યાંક બળવો જાગે!’

એટલે, હવે આનું શું કરવું તેનો વિચાર કરવા એક સમિતિ બોલાવી; તેમાં એવો ઠરાવ થયો કે આ જ જાતની તપાસ ઈટાલીના રાજાને ત્યાં કરાવવી. ફ્રાન્સની સરકાર પ્રજાસત્તાક છે, એટલે એને રાજાઓ માટે પૂરતો આદર નથી હોતો; પણ ઇટાલીનો રાજા તો આપણા જેવો જ રાજબંધુ છે, તેથી આ કામ કંઈક સોંઘામાં કરી આપવાનું એને કદાચ સમજાવી શકાય એમ સૌને લાગ્યું. એટલે તેના પર પત્ર લખ્યો અને એનો સત્વર ઉત્તર પણ આવી ગયો.

ઇટાલીની સરકારે જણાવ્યું કે યંત્ર અને ફાંસિયો બન્ને તેઓ ઘણી ખુશીથી પૂરાં પાડશે અને વાટખરચી સાથે તેનો એકંદર ખર્ચ બાર હજાર ફ્રાંક આવશે. પેલા કરતાં આ સોઘું પડતું હતું, છતાં એકંદરે આંકડો બહુ આકરો હતો. એ હરામી આવડી મોટી રકમને માટે લાયક જ ક્યાં હતો? આટલી રકમ આપવી પડે તેને જણ દીઠ બે ફ્રાંકનો કરમાં વધારો કરવો પડે. એટલે એક બીજી સમિતિ બોલાવી. આ કામ ઓછા ખર્ચે કેવી રીતે પતાવી શકાય એ વિશે એ લોકોએ વિચાર તથા ચર્ચા કર્યા. એમને થયું કે આ કામ ઘરમેળે પતાવી દે એવો કોઈ સિપાઈ ન મળી આવે? એટલે સેનાપતિને તેડાવ્યો અને તેને પૂછ્યું : 'આ આદમીનું માથું ઉડાવી દે એવો કોઈ સિપાઈ તમે અમને ન આપો? લડાઈમાં માણસો મારી નાખતાં એમને કંઈ એ અરેરાટી થતી નથી. ખરી રીતે, એવી રીતે મારી નાખવાની જ જિંદગીભર એમને તાલીમ અપાય છે.' એટલે, આ કામ ઉપાડી લે એવો કોઈ માણસ નીકળી આવે કે કેમ તેની તપાસ કરવા સેનાપતિએ સૈનિકો જોડે વાત કરી જોઈ. પણ કોઈ સૈનિક તે કામ કરવા તૈયાર નહોતો. 'નહિ, એવું કામ કરતાં અમને આવડતું નથી; અમને કંઈ એવા કામની તાલીમ મળી નથી,' એ સૌ સૈનિકોનો જવાબ હતો.

હવે શું કરવું? ફરી વળી પ્રધાનમંડળે વિચારણા અને પુનર્વિચારણા કરી જોઈ. એમણે એક મસલતમંડળ નીમ્યું, સમિતિ નીમી, ને પેટાસમિતિ નીમી, અને એ બધાની મદદથી આખરે ઠરાવ કર્યો કે ઉત્તમ વાત તો એ જ છે કે સજા દેહાંતદંડની છે તે ફેરવીને જન્મટીપની કરવી. આમ કરવાથી ઠાકોરસાહેબને માફી બક્ષવાનો લહાવો પણ મળશે, અને વળી કામ સોંઘામાં પતશે.

ઠાકોરે આ ઠરાવને સંમતિ આપી, એટલે એ મુજબ બધી

વ્યવસ્થા કરવામાં આવી. હવે એક જ મુશ્કેલી રહી, અને તે એ કે જન્મટીપના કેદીને માટે જોઈએ તેવું કોઈ કેદખાનું એમને ત્યાં નહોતું. ગુનેગારોને થોડા વખત માટે પૂરી રાખવાની એક નાનકડી કામચલાઉ કોટડી હતી, પણ કાયમના ખપમાં આવે એવું કોઈ મજબૂત કેદખાનું નહોતું. છતાં એ લોકોએ જેમ તેમ કામ ચલાવે એવું એક સ્થાન તજવીજ કરીને શોધી કાઢયું, પેલા જુવાન આદમીને ત્યાં પૂર્યો, અને તેની ચોકી કરવા એક ચોકીદાર રાખ્યો. આ ચોકીદારને કેદીની ચોકી કરવાની હતી તેમ તેને માટે રાજમહેલને રસોડેથી ખોરાક પણ લઈ આવવાનો હતો.

માસ પછી માસ વીતવા લાગ્યા ને એમ એ કેદી ત્યાં એક વરસ રહ્યો. પણ વરસ પૂરું થયું એટલે પોતાના આવકખર્ચનો આંકડો ઠાકોરે એક દહાડો તપાસ્યો તો તેમાં ખર્ચની એક નવી બાબત દીઠી. આ નવી બાબત તે પેલા કેદીના નભાવની, અને એ નભાવખર્ચની રકમ કંઈ નાનીસૂની નહોતી. એક ખાસ ચોકીદાર રાખવો પડ્યો હતો, અને વળી કેદીના ખોરાકનો પણ ખર્ચ થયો હતો. એ બધું મળીને વરસે દહાડે છસો ફ્રાંકથી વધારે ખર્ચ આવતો હતો. અને પંચાત પાછી એ હતી કે આદમી હજુ જુવાન અને પૂરેપૂરો તંદુરસ્ત હતો, એટલે કદાચ પચાસ વરસ પણ જીવે. આ બધો હિસાબ લક્ષમાં લેતાં મામલો ગંભીર લાગ્યો. આવું કંઈ ચલાવી શકાય નહિ. એટલે ઠાકોરે પોતાના પ્રધાનોને બોલાવી તેમને કહ્યું:

'આ હરામીની બાબતમાં તમારે કાંઈક સોંઘો રસ્તો શોધી કાઢવો જોઈએ. અત્યારની વ્યવસ્થા તો અતિશય ખર્ચાળ છે.' એટલે સૌ પ્રધાનો એકઠા થયા અને તેમણે ફરી ફરીને મસલત ચલાવી. આખરે એક જણે કહ્યું: 'ગૃહસ્થો, મારો મત તો એવો

પડે છે કે આપણે ચોકીદારને રજા આપવી.' એટલે બીજો પ્રધાન બોલી ઊઠયો કે 'તો તો એ લુચ્ચો નાસી જ જાય.' 'છો ને નાસી જાય,' પેલાએ જવાબ વાળ્યો, 'પીડા ઓછી!' પછી તેમણે પોતાની મસલતનું પરિણામ ઠાકોરને નિવેદિત કર્યું, ને ઠાકોરે તેમની વાતને સંમતિ આપી. ચોકીદારને રજા આપી, ને હવે શું બને છે તેની તેઓ વાટ જોવા લાગ્યા. પણ બન્યું તે આટલું જ કે ભોજનવેળાએ કેદી બહાર આવ્યો, અને ચોકીદાર નજરે ન પડતાં પોતાનો ખોરાક લેવાને જાતે ઠાકોરને રસોડે ગયો. ત્યાં એને જે આપ્યું તે લઈ એ પાછો આવ્યો, કેદખાનામાં આવી જાતે કમાડ વાસ્યાં, અને અંદર પુરાઈ રહ્યો. બીજે દિવસે પણ એમ જ બન્યું. બરાબર વખત થાય એટલે એ પોતાનો ખોરાક લેવા જતો; પણ નાસી જવાની તો એણે એક પણ નિશાની બતાવી નહિ! હવે શું કરવું? ફરી વળી એમણે આ બાબતનો વિચાર કરી જોયો.

'આપણે તો આને ચોખ્ખેચોખ્ખું કહેવું પડશે એમ લાગે છે,' એ લોકોએ કહ્યું, 'કે અમારે તને રાખવો નથી.' એટલે ન્યાયમંત્રીએ એને પોતાની પાસે બોલાવ્યો.

'કેમ અલ્યા, નાસી કેમ જતો નથી?' મંત્રીએ પૂછ્યું. 'કોઈ સિપાઈ તને અટકાવે એમ નથી. તું તારે જવું હોય ત્યાં ચાલ્યો જા. ઠાકોરસાહેબ પણ કંઈ વાંધો નહિ લે.'

'ઠાકોરસાહેબ વાંધો નહિ લે એ તો હુંય જાણું છું,' એ માણસે જવાબ આપ્યો, 'પણ મારે જવા જેવું કોઈ ઠેકાણું જ રહ્યું નથી. હું જઈને કરું શું? સજા કરીને તમે મારું નામ બદનામ કર્યું, એટલે હવે કોઈ મને ઊભો નહિ રહેવા દે. વળી, મને કામ કરવાની ટેવ હતી એ પણ હવે ચાલી ગઈ છે. તમે

વ્યવસ્થા કરવામાં આવી. હવે એક જ મુશ્કેલી રહી, અને તે એ કે જન્મટીપના કેદીને માટે જોઈએ તેવું કોઈ કેદખાનું એમને ત્યાં નહોતું. ગુનેગારોને થોડા વખત માટે પૂરી રાખવાની એક નાનકડી કામચલાઉ કોટડી હતી, પણ કાયમના ખપમાં આવે એવું કોઈ મજબૂત કેદખાનું નહોતું. છતાં એ લોકોએ જેમ તેમ કામ ચલાવે એવું એક સ્થાન તજવીજ કરીને શોધી કાઢ્યું, પેલા જુવાન આદમીને ત્યાં પૂર્યો, અને તેની ચોકી કરવા એક ચોકીદાર રાખ્યો. આ ચોકીદારને કેદીની ચોકી કરવાની હતી તેમ તેને માટે રાજમહેલને રસોડેથી ખોરાક પણ લઈ આવવાનો હતો.

માસ પછી માસ વીતવા લાગ્યા ને એમ એ કેદી ત્યાં એક વરસ રહ્યો. પણ વરસ પૂરું થયું એટલે પોતાના આવકખર્ચનો આંકડો ઠાકોરે એક દહાડો તપાસ્યો તો તેમાં ખર્ચની એક નવી બાબત દીઠી. આ નવી બાબત તે પેલા કેદીના નભાવની, અને એ નભાવખર્ચની રકમ કંઈ નાનીસૂની નહોતી. એક ખાસ ચોકીદાર રાખવો પડ્યો હતો, અને વળી કેદીના ખોરાકનો પણ ખર્ચ થયો હતો. એ બધું મળીને વરસે દહાડે છસો ફ્રાંકથી વધારે ખર્ચ આવતો હતો. અને પંચાત પાછી એ હતી કે આદમી હજુ જુવાન અને પૂરેપૂરો તંદુરસ્ત હતો, એટલે કદાચ પચાસ વરસ પણ જીવે. આ બધો હિસાબ લક્ષમાં લેતાં મામલો ગંભીર લાગ્યો. આવું કંઈ ચલાવી શકાય નહિ. એટલે ઠાકોરે પોતાના પ્રધાનોને બોલાવી તેમને કહ્યું:

'આ હરામીની બાબતમાં તમારે કાંઈક સોંઘો રસ્તો શોધી કાઢવો જોઈએ. અત્યારની વ્યવસ્થા તો અતિશય ખર્ચાળ છે.' એટલે સૌ પ્રધાનો એકઠા થયા અને તેમણે ફરી ફરીને મસલત ચલાવી. આખરે એક જણે કહ્યું: 'ગૃહસ્થો, મારો મત તો એવો

પડે છે કે આપણે ચોકીદારને રજા આપવી.' એટલે બીજો પ્રધાન બોલી ઊઠ્યો કે 'તો તો એ લુચ્ચો નાસી જ જાય.' 'છો ને નાસી જાય,' પેલાએ જવાબ વાળ્યો, 'પીડા ઓછી!' પછી તેમણે પોતાની મસલતનું પરિણામ ઠાકોરને નિવેદિત કર્યું, ને ઠાકોરે તેમની વાતને સંમતિ આપી. ચોકીદારને રજા આપી, ને હવે શું બને છે તેની તેઓ વાટ જોવા લાગ્યા. પણ બન્યું તે આટલું જ કે ભોજનવેળાએ કેદી બહાર આવ્યો, અને ચોકીદાર નજરે ન પડતાં પોતાનો ખોરાક લેવાને જાતે ઠાકોરને રસોડે ગયો. ત્યાં એને જે આપ્યું તે લઈ એ પાછો આવ્યો, કેદખાનામાં આવી જાતે કમાડ વાસ્યાં, અને અંદર પુરાઈ રહ્યો. બીજે દિવસે પણ એમ જ બન્યું. બરાબર વખત થાય એટલે એ પોતાનો ખોરાક લેવા જતો; પણ નાસી જવાની તો એણે એક પણ નિશાની બતાવી નહિ! હવે શું કરવું? ફરી વળી એમણે આ બાબતનો વિચાર કરી જોયો.

'આપણે તો આને ચોખ્ખેચોખ્ખું કહેવું પડશે એમ લાગે છે,' એ લોકોએ કહ્યું, 'કે અમારે તને રાખવો નથી.' એટલે ન્યાયમંત્રીએ એને પોતાની પાસે બોલાવ્યો.

'કેમ અલ્યા, નાસી કેમ જતો નથી?' મંત્રીએ પૂછ્યું. 'કોઈ સિપાઈ તને અટકાવે એમ નથી. તું તારે જવું હોય ત્યાં ચાલ્યો જા. ઠાકોરસાહેબ પણ કંઈ વાંધો નહિ લે.'

'ઠાકોરસાહેબ વાંધો નહિ લે એ તો હુંય જાણું છું,' એ માણસે જવાબ આપ્યો, 'પણ મારે જવા જેવું કોઈ ઠેકાણું જ રહ્યું નથી. હું જઈને કરું શું? સજા કરીને તમે મારું નામ બદનામ કર્યું, એટલે હવે કોઈ મને ઊભો નહિ રહેવા દે. વળી, મને કામ કરવાની ટેવ હતી એ પણ હવે ચાલી ગઈ છે. તમે

મારા તરફ બહુ ખરાબ વર્તન ચલાવ્યું છે. એ કંઈ વાજબી ન કહેવાય. પહેલી વાત તો એ કે, તમે મને દેહાંતદંડની સજા કરેલી, તો તમારે મને ફાંસી દેવી જ જોઈતી હતી; પણ તમે કંઈ ફાંસી દીધી નહિ. એક વાત એ. છતાં એ વિશે મેં કંઈ ફરિયાદ કરી નહિ. પછી તમે મને જન્મટીપની સજા કરી અને મારો ખોરાક લાવી આપવા માટે એક ચોકીદાર રાખ્યો; પણ થોડા વખતમાં તમે એ ચોકીદાર કાઢી નાખ્યો અને મારો ખોરાક મારે જાતે લેવા જવું પડ્યું. તોપણ મેં ફરિયાદ કરી નહિ. ને હવે તો વળી તમે મને મોઢે ચડીને નાસી જવાનું કહો છો! એ વાત આપણને કબૂલ નથી. તમારે કરવું હોય તે કરો, પણ હું નાસી જવાનો નથી જ!'

હવે શું કરવું? ફરી વળી સમિતિ બોલાવી. હવે શો રસ્તો લેવો? એ માણસ તો જાય એમ નથી. એ લોકોએ આ બાબત ઘણો ઘણો વિચાર કરી જોયો. આખરે એમને લાગ્યું કે આ લપમાંથી છૂટવાનો એકનો એક માર્ગ એ જ છે કે આ માણસને વર્ષાસન બાંધી આપવું. એટલે તેમણે પોતાનો નિર્ણય ઠાકોરને જણાવ્યો. 'એ સિવાય બીજો એક રસ્તો નથી,' એમણે કહ્યું. 'ને કોઈ પણ રીતે આપણે એના લપમાંથી છૂટવું તો છે જ.' વર્ષાસનનો આંકડો છસો ફ્રાંકનો ઠરાવવામાં આવ્યો, અને કેદીને તે જણાવ્યો.

'ભલે,' તે બોલ્યો, 'એટલી રકમ મને નિયમિત રીતે આપો તો મને વાંધો નથી. એ શરતે હું જવાને ખુશી છું.'

ત્યારે એ રીતે વાત નક્કી થઈ. વર્ષાસનનો ત્રીજો ભાગ એને આગળથી મળ્યો, તે લઈને એ ઠાકોરના રાજ્યમાંથી ચાલ્યો ગયો. ઠાકોરનું રાજ્ય રેલરસ્તે વટાવતાં પા કલાક જ થતો હતો. એ રાજ્યની હદ પૂરી થતી હતી ત્યાં જ બરાબર સીમાડા પર તેણે નિવાસ કર્યો, અને જમીનનો એક કટકો ખરીદીને તેણે શાકભાજીની વાડી

શરૂ કરી, અને હવે ત્યાં એ સુખચેનથી રહે છે. પોતાનું વર્ષાસન લેવા તે બરાબર યોગ્ય વખતે જઈ આવે છે. વર્ષાસનની રકમ લઈને તે જુગારખાનામાં જાય છે, ત્યાં બે ત્રણ ફ્રાંક હોડમાં મૂકે છે, કોઈ વાર જીતે છે તો કોઈ વાર હારે છે, અને પછી ઘેર આવે છે, અને સુલેહશાંતિથી સરસ જીવન ગુજારી રહ્યો છે.

એટલાં એનાં સદ્ભાગ્ય કે માણસનું માથું ઉડાવી દેતાં અથવા એને જિંદગીભર કેદખાનામાં પૂરી રાખતાં ગમે તેટલું ખર્ચ થાય તોય કાંઈ આનાકાની કરે નહિ એવા રાજ્યમાં એણે ગુનો નહોતો કર્યો.

૧૮૯૭

# પોલો ઢોલ

**એમેલ્યાન** કરીને એક મજૂર હતો. તે એક શેઠને ત્યાં કામે જતો. એક વાર કામે જતાં રસ્તામાં ખુલ્લા મેદાન પર થઈને પસાર થતો હતો એવામાં એક દેડકું તેના પગ આગળ કૂદી આવ્યું. દેડકું તેના પગ તળે છૂંદાઈ જવાની અણી પર જ હતું, તેવામાં તેણે એને માંડમાંડ બચાવી લીધું. એટલામાં પછવાડેથી કોઈક તેને બોલાવતું હોય એવો અવાજ એકાએક તેને કાને આવ્યો.

એમેલ્યાને પાછું વાળી જોયું તો એક જુવાન ફૂટડી છોકરીને દીઠી. એ છોકરીએ તેને કહ્યું: ' એમેલ્યાન, તમે લગન કેમ નથી કરતા ? '

' લગન ક્યાંથી કરું હું ? ' તે બોલ્યો ' આ પહેર્યાં છે એ લૂગડાં સિવાય બીજું કાંઈ નથી મારી કને, તો કોણ મારી સાથે લગન કરવા આવતું'તું ? '

' હું. '

એમેલ્યાનને એ છોકરી ગમતી હતી. ' એમ ? તો તો રાજીના રેડ થાઉં ને,' તે બોલ્યો. ' પણ આપણો ગુજારો ક્યાંથી કરશું ! "

' એની શીદ ફિકર કરીએ ? ' છોકરીએ કહ્યું. ' જરાક વધુ કામ કરીએ ને ઓછું ઊંઘીએ એટલે પેટ પૂરવા ને અંગ ઢાંકવા જેટલું તો માણસને ગમે ત્યાં મળી રહે. '

'તો તો બહુ સારું. ભલે, ત્યારે આપણે લગન કરીએ,' એમેલ્યાને કહ્યું. 'ક્યાં જઈને લગન કરશું?'

'શહેરમાં જઈને.'

એટલે એમેલ્યાન ને એ છોકરી શહેરમાં ગયાં. શહેરના છેવાડા ભાગમાં એક ઝૂંપડું હતું ત્યાં છોકરી તેને લઈ ગઈ. ત્યાં તેઓ બન્ને પરણ્યાં અને ઘર માંડીને રહ્યાં.

એક વાર ત્યાંનો રાજા શહેરમાં ફરતો ફરતો એમેલ્યાનના ઝૂંપડા આગળ થઈને નીકળ્યો. એમેલ્યાનની સ્ત્રી રાજાને જોવા બહાર આવી. એટલે રાજાએ એને જોઈ, અને જોઈને તે ચકિત જ થઈ ગયો.

'આવી રૂપરૂપના અવતાર જેવી સ્ત્રી ક્યાંથી આવી હશે?' તેને પ્રશ્ન થયો, એટલે પોતાની ગાડી થોભાવીને તેણે એમેલ્યાનની સ્ત્રીને બોલાવી પૂછ્યું: 'તું કોણ છે?'

'ભોળા એમેલ્યાનની ઘરવાળી.'

'રૂપરૂપના અવતાર જેવી છે, ને ભોળાને કાં પરણી?' રાજાએ કહ્યું. 'તું તો રાણી થવાને લાયક છે!'

'આવા માયાભર્યા બોલ બદલ પાડ તમારો,' એ બોલી. 'પણ મારે તો મારો ભોળો ધણી જ લાખ રૂપિયાનો.'

પછી ઘડીક વાત કરીને રાજાએ પોતાની ગાડી આગળ ચલાવી. ફરીને તે પોતાના મહેલે પાછો આવ્યો, પણ એમેલ્યાન-ની સ્ત્રીનો ખ્યાલ તે મગજમાંથી કેમે કરતાં કાઢી શક્યો નહિ. આખી રાત તેને ઊંઘ આવી નહિ, અને એને પોતાની કેમ બનાવવી એના જ વિચાર એના મનમાં ઘોળાયા કર્યા. પણ પોતાની બનાવવાનો એક પણ ઉપાય તેને સૂઝ્યો નહિ, એટલે પોતાના માણસોને બોલાવી કોઈક રસ્તો કોઈ પણ રીતે શોધી કાઢવાનું તેમને કહ્યું.

એટલે માણસોએ જવાબ આપ્યો: 'એમેલ્યાનને આપણા મહેલમાં આવીને કામ કરવાનો હુકમ ફરમાવો, એટલે અમે એની કનેથી એવું આકરું કામ લેશું કે એ મરી જશે. પછી એની ઓરત વિધવા થશે એટલે આપ તેને પોતાની પાસે રાખી શકશો.'

રાજાએ તેમના કહેવા પ્રમાણે કર્યું. એમેલ્યાને રાજમહેલમાં કામ કરવા આવવું, અને પોતાની બૈરી સાથે મહેલમાંજ રહેવું એવો હુકમ તેણે કાઢયો.

રાજાના માણસે એમેલ્યાન કને આવી રાજાનો હુકમ એને સંભળાવ્યો એટલે એની સ્ત્રી બોલી: 'એમેલ્યાન, તમે તમારે જાઓ ખુશીથી; આખો દહાડો ત્યાં કામ કરજો, પણ રાતે જરૂર ઘેર પાછા આવતા રહેજો.'

એમેલ્યાન ગયો, ને મહેલે પહોંચ્યો એટલે રાજાના કામદારે તેને પૂછ્યું: 'એકલો કેમ આવ્યો અલ્યા? બૈરીને કેમ સાથે ન લેતો આવ્યો?'

'એને શું કામ આંહીં સુધી લાંબી કરવી?' એમેલ્યાને કહ્યું, 'ઘર છે તે પડી રહેશે એમાં.'

મહેલમાં રાજાના માણસોએ તેને બે જણનું કામ સોંપ્યું. એટલા બધા કામને પોતે પહોંચી શકશે એવી એને આશા નહોતી, છતાં એણે તે કરવા માંડયું, અને નવાઈ જેવી વાત છે કે સાંજ પડી એટલામાં તો એ બધું કામ એણે કરી પણ નાખ્યું! કામદારે જોયું કે એણે આપેલું બધું કામ ખતમ કર્યું છે, એટલે બીજે દહાડે એને એથી ચારગણું કામ સોંપ્યું.

એમેલ્યાન ઘેર આવ્યો. ઘરમાં બધું સાફસૂફ કરી રાખ્યું હતું: ચૂલો સળગાવ્યો હતો, વાળુ માટે રસોઈ તૈયાર કરી હતી, અને ટેબલ પડખે સીવવાનું કામ લઈને એની સ્ત્રી એની વાટ

જોતી બેઠી હતી. આવ્યો એટલે તેણે એને આવકાર આપ્યો, ટેબલ પર પાથરણું નાખી વાળુ પીરસ્યું, ને પછી એણે કરેલા કામ વિશે એને પૂછવા લાગી.

'અરે!' એ બોલી ઊઠ્યો, 'એ તો કંઈ વાત કરવાની નથી. ગજા ઉપરવટનું કામ આપે છે એ લોકો, અને એવા કામમાં ને કામમાં જ મારા રામ રમાડી દેવાની દાનત છે એમની તો.'

'કામની બાબતમાં બહુ ફડકો ન રાખવો,' તેણે કહ્યું. કેટલું કામ કર્યું કે કેટલું કરવાનું બાકી રહ્યું એમ આગળપાછળ તપાસ કરવા ન ઊભું રહેવું, પણ ઊંધું માથું ઘાલીને કામ કર્યે રાખવું, એટલે કાંઈ વાંધો નહિ આવે.'

પછી એમેલ્યાન ઊંઘી ગયો. બીજે દિવસે તે ફરી કામે ગયો અને પળવાર પણ આડીઅવળી નજર રાખ્યા વગર કામ કર્યા કર્યું. ને જોવા જેવી વાત તો એ છે કે સાંજ પડી ત્યાં તો બધું કામ ખલાસ થયું, એટલે અંધારું થતાં પહેલાં તો તે રાતવાસો કરવા ઘેર આવી પહોંચ્યો.

પેલા લોકો તો એમેલ્યાનનું કામ ફરી ફરીને વધારતા ગયા, પણ સદા ય એ સઘળું કામ વખતસર પતાવી દેતો અને રાતે સૂવા માટે તે પોતાની ઝૂંપડીએ પહોંચી જતો. આમ એક અઠવાડિયું વીતી ગયું એટલે રાજાના માણસો સમજી શકયા કે સખત મજૂરીના કામથી તો એ આદમીને છૂંદી નાખી શકાશે નહિ, એટલે તેમણે એને કંઈક કુશળતાની જરૂર પડે એવું કામ સોંપવાની તજવીજ કરી. પણ એ યુક્તિ પણ નિષ્ફળ ગઈ. સુતારીકામ, કડિયાકામ, કે માળણકામ એ સઘળાંમાંથી જે કંઈ કામ એ લોકોએ એમેલ્યાનને સોંપ્યું તે દરેક કામ તે વખતસર

તૈયાર રાખતો. અને તે પૂરું કરી રાતે બૈરી કને પહોંચી જતો. આમ બીજું અઠવાડિયું પણ વીતી ગયું.

પછી રાજાએ પોતાના માણસોને બોલાવી કહ્યું: ‘ તમને બધાને હું શું હરામનો પગાર આપું છું ? આ બે અઠવાડિયાં તો નીકળી ગયાં અને છતાં તમે કશું કર્યું દેખાતું નથી. તમે તો એમેલ્યાનને કામથી થકવી મારવા માગતા હતા, પણ રોજ લહેરથી ગીત લલકારતો એ પોતાને ઘેર જાય છે એ હું મારી બારીમાંથી જોયા કરું છું. તમે તે શું મને બનાવવા માગો છો ? ’

એટલે રાજાના માણસોએ પોતાનો બચાવ કરવા માંડયો. ‘ એને સખત મજૂરીનું કામ સોંપીને એને થકવી મારવા અમે બને તેટલું બધું કરી જોયું, પણ એને કોઈ પણ કામ સખત લાગ્યું જ નહિ. એ તો જાણે સાવરણીથી વાળી કાઢતો ન હોય એમ જે સોંપ્યું તે સઘળું કામ સાફ કરી મૂકતો. એટલે એ રીતે એને થકવી શકાય એમ હતું નહિ. પછી અમારા ધારવા મુજબ એને ન આવડતાં હોય એવાં ને જેમાં ચતુરાઈ જોઈએ એવાં કામ અમે એને સોંપવા માંડયાં, પણ એ ગઠિયો તો એ બધાં કામને પણ પહોંચી વળ્યો. એને તો ગમે એ કામ સોંપોને, પણ એ તો કોણ જાણે કઈ રીતે એ બધાં કામને પહોંચી વળે છે. એને પોતાને અથવા એની બૈરીને કોઈક જાદૂઈ મંત્ર આવડતો હશે, એટલે એને લીધે એના કામમાં મદદ મળતી હશે. અમે પોતે એનાથી ગળા સુધી આવી ગયા છીએ ને એ ન કરી શકે એવું કોઈ કામ એને સોંપવાનું અમને પોતાને ઘણુંય મન છે. એટલે હવે અમે એને એક જ દિવસમાં એક દેવળ બાંધી આપવાનું કામ સોંપવાનો વિચાર કર્યો છે. માટે આપ એમેલ્યાનને બોલાવી મંગાવો અને રાજમહેલની આગળના ભાગમાં એક દેવળ એક જ

દિવસમાં બાંધી આપવાનું એને ફરમાવો. પછી જો એ તે પ્રમાણે બાંધી ન આપે તો નાફરમાનીના ગુના બદલ એનું માથું ઉડાવી દેવું.'

એટલે રાજાએ અમેલ્યાનને બોલાવી મંગાવ્યો: 'આમ જો, મારું ફરમાન બરાબર ધ્યાન દઈને સાંભળી લે. મારા મહેલની આગળના ચોગાનમાં મને એક નવું દેવળ બાંધી આપ. કાલ સાંજ સુધીમાં તે તૈયાર થઈ જવું જોઈએ. એ પ્રમાણે જો તૈયાર કરી રાખીશ તો તને ઇનામ આપીશ, પણ જો તૈયાર નહિ કરે તો તારું માથું ઉડાવી દેવામાં આવશે.'

રાજાનું ફરમાન સાંભળીને અમેલ્યાન ત્યાંથી મોં ફેરવીને ચાલતો થયો અને ઘેર આવ્યો. 'હવે આપણું આવી બન્યું,' એમ એના મનમાં વિચાર આવ્યો. ઘેર પોતાની બૈરી કને આવીને એ બોલ્યો: 'તૈયાર થઈ જા, તૈયાર. આપણે આંહીંથી નાસી જવાનું છે, કેમકે નહિ તો મારા કશાએ વાંકગના વગર મને પૂરો કરી દેશે.'

'શું છે તે આટલા બધા ભડકી ગયા?' તેની સ્ત્રીએ પૂછ્યું. 'ને આપણે નાસી વળી શું કામ જવું?'

'ભડકી કેમ ન જાઉં? રાજાએ મને કાલ ને કાલ, એક જ દિવસમાં દેવળ બાંધી આપવાનું ફરમાવ્યું છે. એ દેવળ જો હું નહિ બાંધી શકું તો મારું માથું ઉડાવી દેશે. એટલે હવે એક જ ઉપાય રહ્યો છે, અને તે એ કે આપણે વેળાસર નાસી જવું.'

પણ એની સ્ત્રીએ એના બોલ કાને ધર્યા નહિ. 'રાજા પાસે તો ઘણા ય સિપાઈ હોય,' તે બોલી. 'એ લોકો આપણે ગમે ત્યાં ગયાં હોઈએ તો ય આપણને પકડી પાડે. એટલે તેના હાથમાંથી આપણે કોઈ રીતે છટકી શકીએ એમ નથી, તેથી

તેના હુકમને તાબે થઈને પંડમાં તાકાત હોય ત્યાં સુધી તેનું કહ્યું કરવું.'

'પણ મારા ગજાઉપરવટનું કામ સોંપે ત્યારે મારાથી શી રીતે હુકમને તાબે થવાય?'

'ઊંહ, તમે તો ભલા માણસ છો! એમ નિરાશ શાના થઈ જાઓ છો? તમે તમારે અત્યારે વાળુ કરીને સૂઈ જાઓ. સવારમાં વહેલા ઊઠજો એટલે બધું થઈ જશે.'

આ સાંભળીને એમેલ્યાન સૂઈ ગયો. બીજે દિવસે મળસકામાં એની સ્ત્રીએ એને જગાડ્યો. 'હવે ઝટ જાઓ,' તે બોલી, 'અને જઈને એ દેવળ પૂરું કરી નાખો. આ રહ્યા ખીલા અને આ રહી હથોડી. કામ કરવાને દિવસ આખો પડ્યો છે.'

એમેલ્યાન એ નગરમાં ગયો, ત્યાંથી રાજમહેલના ચોગાનમાં આવ્યો, અને આવીને જુએ છે તો પૂરું ચણાઈ નહિ રહેલું એવું એક મોટું દેવળ ત્યાં ઊભું હતું. એટલે એમેલ્યાન બાકીનું જરૂરી કામ કરવા વળગી પડ્યો. ને સાંજ પડી ત્યાં તો આખું દેવળ તૈયાર થઈ ગયું.

સવારમાં ઊઠીને રાજાએ પોતાના મહેલમાંથી નજર કરી તો તેણે દેવળ જોયું, તથા એ દેવળમાં આમતેમ ફરીને ખીલા ઠોકી રહેલા એમેલ્યાનને પણ જોયો. દેવળ આમ તૈયાર થઈ ગયું જાણીને રાજાને આનંદ થયો નહિ. તે તો એમેલ્યાનને દેહાંતદંડની સજા કરી એની બૈરી હાથ કરવાની તક પોતાના હાથમાંથી ગઈ એ વિચારે ઊલટો ખિજાયો. એટલે ફરી વળી તેણે પોતાના માણસોને બોલાવી મંગાવ્યા. 'એમેલ્યાને તો આ કામ પણ કરી દીધું,' રાજાએ એમને કહ્યું. 'એટલે એને મારી નાખવાનું હવે કોઈ બહાનું રહ્યું નથી. આ કામ પણ એના ગજાઉપરવટનું નથી

નીવડયું. એટલે તમે કોઈ અટપટી યુક્તિ શોધી કાઢો, નહિ તો એની સાથે તમારાં સૌનાં માથાં પણ ઉડાવી દેવાં પડશે.'

એટલે તેના માણસોએ એવી યોજના કરી કે મહેલની આસપાસ એક નદી—અંદર વહાણ તરતાં હોય એવી એક નદી—બનાવવાનું એમેલ્યાનને ફરમાવવું. એટલે રાજાએ એમેલ્યાનને બોલાવી મંગાવ્યો અને આ નવું કામ કરી આપવાનું એને સોંપ્યું.

'તું જો એક રાતમાં દેવળ બાંધી શક્યો,' રાજાએ કહ્યું, 'તો પછી આ કામ પણ તું કરી શકીશ. આવતી કાલે બધું તૈયાર હોવું જોઈએ. જો તૈયાર નહિ હોય, તો તારું માથું ઉડાવી દેવામાં આવશે.'

આ સાંભળીને એમેલ્યાન તો પહેલાં કરતાં પણ વિશેષ નિરાશ બની ગયો, અને ગમગીન હૈયે એ પોતાની બૈરી કને પાછો આવ્યો.

'કેમ આટલા બધા ગમગીન થઈ ગયા છો?' એની બૈરીએ પૂછ્યું. 'રાજાએ કંઈ નવું કામ વળી તમને સોંપ્યું?'

એમેલ્યાને પોતાને સોંપેલા કામની તેને વાત કરી. 'હવે તો આપણે નાસી જ જવું જોઈએ,' એણે કહ્યું.

પણ એની બૈરીએ જવાબ આપ્યો: 'રાજાના સિપાઈના હાથમાંથી કોઈ રીતે નાસી છુટાય એમ છે જ નહિ. ગમે ત્યાં જઈએ તોય એ આપણને પકડી પાડશે. એટલે તેના હુકમને તાબે થયા સિવાય બીજો રસ્તો નથી.'

'પણ મારાથી એવું કામ થાય શી રીતે?' એમેલ્યાન બબડ્યો.

'ઊંહ! તમે તો ભલા માણસ છો!' તે બોલી. 'એમ હિંમત હારી જવાતી હશે? તમે તમારે અત્યારે વાળુ કરીને સૂઈ જાઓ. ને સવારમાં વહેલા ઊઠજો એટલે બધું વખતસર થઈ જશે.'

આ સાંભળીને એમેલ્યાન સૂઈ ગયો. સવારમાં એની સ્ત્રીએ એને જગાડ્યો અને કહ્યું, 'મહેલે પહોંચી જાઓ. ત્યાં બધું તૈયાર થઇ ગયું છે. એક જ વાનું બાકી રહ્યું છે, અને તે એ કે મહેલના આગલા ભાગના ડક્કા આગળ એક ટીંબો રહી ગયો છે, એટલે કોદાળી લઈને તે ભાગ સપાટ બનાવી દ્યો.'

રાજાએ ઊઠીને જોયું તો જ્યાં કંઈ નહોતું ત્યાં એક નદી વહી રહી હતી, તેમાં વહાણો આવજાવ કરી રહ્યાં હતાં, અને એમેલ્યાન હાથમાં કોદાળી લઈને એક ટીંબો તોડીને જમીન સપાટ બનાવી રહ્યો હતો. આ સઘળું જોઈને રાજા તો દિંગ થઈ ગયો, પણ એમેલ્યાનને મોતની સજા ફરમાવવાની તક ન મળી એથી તે એટલો બધો ખિજાઈ ગયો કે આ નદી કે એની અંદર તરતાં વહાણો એ કશાના દર્શનથી તેને આનંદ થયો નહિ. 'એવું એકે કામ નથી જેને આ માણસ તજવીજ કરીને પહોંચી વળતો ન હોય,' રાજાને વિચાર આવ્યો. 'હવે શું કરવું?' તેણે વળી પાછા પોતાના માણસને બોલાવી મંગાવ્યા અને તેમની સલાહ પૂછી.

'એમેલ્યાન પહોંચી ન શકે એવું કોઈક કામ શોધી કાઢો,' રાજાએ કહ્યું. 'આમ તો આપણે જે કંઈ કામની યોજના કરીએ છીએ તે યોજનાને એ પાર ઉતારે છે, અને તેથી મારાથી એની બૈરી એની આગળથી લઈ શકાતી નથી.'

આથી રાજાના માણસોએ ખૂબ ખૂબ વિચાર કરી જોયો, અને બહુ વિચારને અંતે આખરે એક યુક્તિ શોધી કાઢી. પછી રાજા પાસે આવીને તેઓ બોલ્યાઃ 'એમેલ્યાનને બોલાવી મંગાવો, અને આવે એટલે એને કહો કે "માલૂમ નહિ ક્યાં ત્યાં જાઓ, અને માલૂમ નહિ શું એ લઈ આવો." એટલે પછી એ આપના હાથમાંથી છટકી શકશે નહિ. પછી ભલેને એ ગમે ત્યાં જાય,

પણ આપ એને કહી શકશો કે તું જવાનું હતું એ ઠેકાણે નથી ગયો, અને ભલેને એ ગમે તે વસ્તુ લાવે, પણ એને કહી શકશો કે એ લાવવાની હતી તે વસ્તુ નથી. પછી આપ એનું માથું ઉડાવીને એની બૈરીને હાથ કરી શકશો.'

આ યુક્તિ સાંભળીને રાજા રાજી થયો. 'હાં, એ યુક્તિ બરાબર શોધી કાઢી,' તે બોલ્યો. પછી રાજાએ એમેલ્યાનને બોલાવી મંગાવ્યો અને એને કહ્યું, '"માલૂમ નહિ ક્યાં, ત્યાં" જા, અને "માલૂમ નહિ શું, એ" લઈને પાછો આવ. એ જો નહિ લાવી શકે તો તારું માથું ઉડાવી દેવામાં આવશે.'

આ સાંભળીને એમેલ્યાન પોતાની બૈરી પાસે આવ્યો અને રાજાનો હુકમ તેને કહી સંભળાવ્યો. એ સાંભળીને એની બૈરી પણ વિચારમાં પડી ગઈ.

'ઠીક,' તે બોલી, 'રાજાના માણસોએ તમને સપડાવવાની યુક્તિ શીખવી લાગે છે. હવે આપણે સાવચેતીથી વિચાર કરીને કામ કરવાનું છે.' આમ કહીને તે બેઠી અને વિચાર કરવા લાગી, અને આખરે તેણે પોતાના ધણીને કહ્યું, 'તમારે દૂર દૂર જવાનું છે, આપણાં દાદીમા—આ બધા સિપાઈઓની મા છે ને એ ઘરડાં ડોશીમા—કને તમારે જવાનું છે. અને ત્યાં જઈ એમની મદદ માગવાની છે. જો એ તમને કોઈ વસ્તુ આપીને મદદ કરે તો તે વસ્તુ લઈને તમે ત્યાંથી સીધા મહેલે જજો, હું ત્યાં ઊભી હોઈશ. હવે હું એમના હાથમાંથી છટકી શકું એમ નથી. એ લોકો બળાત્કારે મને ઉપાડી જશે, પણ મને લાંબો વખત રાખી શકશે નહિ. તમે જો દાદીમાના કહેવા મુજબ બધું બરાબર કરશો તો તમે મને બચાવી શકશો.'

આમ કહીને એ બાઈએ પોતાના ધણીને મુસાફરીની બધી

તૈયારી કરી આપી. તેણે એને એક થેલી તથા એક તરાક આપી. 'આ બે વાનાં એમને આપજો,' તેણે કહ્યું. 'આ બે વાનાંની નિશાનીથી એમને ખબર પડશે કે તમે મારા ધણી છો.' આમ કહીને બાઈએ એને જવાનો રસ્તો બતાવ્યો.

એમેલ્યાન એ રસ્તે ચાલી નીકળ્યો. એ નગરની પેલી પાર પહોંચ્યો અને કેટલાક સિપાઈઓની કવાયત ચાલી રહી હતી ત્યાં આવ્યો. ત્યાં આવીને એ ઊભો રહ્યો અને એ કવાયત જોઈ રહ્યો. કવાયત થઈ રહ્યા પછી સિપાઈઓ થાક ખાવા બેઠા. એટલે એમેલ્યાને એમની પાસે જઈ પૂછ્યું, 'ભાઈઓ, "માલૂમ નહિ ક્યાં, ત્યાં" જવાના રસ્તાની તમને ખબર છે, અને "માલૂમ નહિ શું, એ" મારે લાવવાનું છે તે કેવી રીતે લાવવું?'

સિપાઈઓ એનો પ્રશ્ન સાંભળીને આશ્ચર્ય પામ્યા. 'તમને કોણે આ કામ સોંપ્યું છે?' તેમણે એને પૂછ્યું.

'રાજાએ,' પેલાએ જવાબ આપ્યો.

'અમે પોતે જ સિપાઈ બન્યા તે દહાડાના "માલૂમ નહિ ક્યાં, ત્યાં" જઈ રહ્યા છીએ,' એ લોકોએ કહ્યું, 'પણ હજી આટલો બધો સમય ગયો તો પણ એ ઠેકાણે પહોંચ્યા નથી; અને અમે પોતે જ "માલૂમ નહિ શું, એ" વસ્તુ શોધી રહ્યા છીએ, પણ અમોને મળતી નથી. એટલે અમે તો તમને કોઈ જાતની મદદ કરી શકીએ એમ નથી.'

એમેલ્યાન આ સિપાઈઓ જોડે ઘડીવાર બેઠો અને પછી પાછો આગળ ચાલતો થયો. થાકભર્યે પગલે એ ઘણા માઈલ ચાલ્યો, અને આખરે એક જંગલમાં આવી પહોંચ્યો. જંગલમાં એક ઝૂંપડી હતી, અને એ ઝૂંપડીમાં એક ડોશી રડતી રડતી શણ કાંતતી બેઠી હતી. આ ડોશી અતિશય વૃદ્ધ હતી. આ

ડોશી તે જ પેલા ખેડૂત સિપાઈઓની મા. કાંતતાં કાંતતાં આંગળાં ચૂંકવાળાં કરવા તે મોંએ નહોતી લગાડતી, પણ આંસુથી ભીંજવવા તે પોતાની આંખોએ એ આંગળાં લગાડતી હતી. એમેલ્યાનને દેખીને આ ડોશી બોલી ઊઠી : 'આંહીં કેમ આવ્યો છે?' એટલે એમેલ્યાને પેલી તરાક તેને આપીને કહ્યું કે પોતાની બૈરીએ પોતાને આંહીં મોકલ્યો છે.

આ શબ્દો સાંભળીને ડોશીની કડકાઈ તરત જતી રહી અને એકદમ નરમ બનીને એને સવાલ પૂછવા લાગી. જવાબમાં એમેલ્યાને પોતાના જીવનની બધી વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી—પોતે એ છોકરીને પરણ્યો, પરણ્યા પછી બન્ને જણ શહેરમાં આવીને વસ્યાં, ત્યાં પોતે મજૂરીએ જતો, એવામાં પોતાને મહેલમાં કેટલાંક કામ કરવાં પડ્યાં, તેમાં એક દેવળ બાંધી આપ્યું, પછી અંદર વહાણો ચાલી રહ્યાં હોય એવી નદી બનાવી આપી, અને એ બધું કર્યા પછી પણ રાજાએ પોતાને "માલૂમ નહિ ક્યાં, ત્યાં" જવાનું અને "માલૂમ નહિ શું, એ" લઈને પાછા આવવાનું ફરમાવ્યું એ બધી વાતો માંડી માળીને કહી સંભળાવી.

ડોશી બધી વાત ઠેઠ સુધી ધ્યાન દઈને સાંભળી રહી, અને રડતી બંધ થઈ ગઈ. એ સાંભળી રહ્યા પછી તે મનમાં ગણગણી, 'હવે ખરેખર વખત આવી પહોંચ્યો છે,' અને પછી એને ઉદ્દેશીને બોલી, 'બહુ સારું, બેટા, તું હવે બેસ આંહીં, હું તને કંઈક ખાવાનું આપું.'

એમેલ્યાન જમ્યો, ને પછી શું કરવું તે ડોશીએ એને કહ્યું. 'જો,' ડોશી બોલી, 'આ દોરાનો દડો છે; એ દડો તારે રડતો મેલવો અને રડતો રડતો એ જ્યાં જાય ત્યાં તારે પાછળ પાછળ જવું. એમ કરતાં કરતાં દરિયાકાંઠો આવી પહોંચે ત્યાં સુધી તારે

ચાલ્યા કરવું. ત્યાં પહોંચે એટલે એક મોટું શહેર તારી નજરે પડશે. એ શહેરમાં જઈ છેક છેવાડાના મકાનમાં જઈ રાતવાસો માટે માગણી કરવી. પછી ત્યાં તારે જે જોઈએ છે એ ચીજની તલાસમાં બેસવું.'

'પણ દાદીમા, એ ચીજ મારી નજરે પડે તોય મારે જોઈએ છે તે એ જ ચીજ એમ મને શી રીતે ખબર પડશે?' એણે પૂછ્યું.

'પોતાનાં મા કે બાપ કરતાં પણ જેને લોકો વધુ વશ રહેતાં હોય એવી કોઈ ચીજ તું દેખે ત્યારે તારે જાણવું કે તારે જોઈતી ચીજ તે એ જ. પછી તારે એ ઝાલી લેવી અને રાજા પાસે લઈ જવી. રાજા પાસે લઈ જઈશ એટલે તે કહેશે કે પોતાને જોઈતી ચીજ એ નથી, ત્યારે પછી તારે એમ જવાબ આપવો કે "જો આ જોઈતી ચીજ ન હોય તો પછી એ તોડી નાખવી જોઈએ," એમ કહી તારે એ વગાડવા માંડવું અને વગાડતાં વગાડતાં એ ચીજ નદીએ લઈ જવી, ત્યાં એને તોડીને ટુકડા કરી નાખવા, અને એ ટુકડા પાણીમાં નાખી દેવા. એટલે પછી તને તારી બૈરી પાછી મળશે અને મારાં આંસુ પણ પછી સુકાઈ જશે.'

એમેલ્યાને એ ડોશીને રામરામ કર્યા અને પેલો દોરાનો દડો પોતાની આગળ રોડવવા માંડ્યો. એ તો એમને એમ રડવા લાગ્યો, ને એમ કરતાં આખરે એ દરિયાકાંઠે આવી પહોંચ્યો. દરિયાકાંઠે એક મોટું શહેર વસેલું હતું અને એ શહેરના છેવાડાના ભાગમાં એક મોટી હવેલી હતી. ત્યાં જઈ પોતાને રાતવાસો રહેવા દેવાની એમેલ્યાને માગણી કરી એટલે એનો સ્વીકાર થયો. ત્યાં એ સૂઈ ગયો, ને સવારમાં જાગ્યો તો બાપ પોતાના દીકરાને જઈને બળતણનાં ઈંધણાં કાપી લાવવાનું કહેતો હતો એ સાંભળ્યું.

પણ દીકરાએ બાપની વાત કંઈ ગણકારી નહિ. 'હજુ તો બહુ વહેલું છે,' એ દીકરો બોલ્યો, 'હજુ તો બહુ વાર છે.' પછી તેની મા બોલી, 'જા, બેટા, જા, તારા બાપુનાં હાડકાં કળે છે, છતાં એમને પંડને તું અત્યારે ઇંધણાં કાપવા મોકલીશ કંઈ? ઊઠવાનો વખત તો ક્યારનો થઈ ગયો છે!'

પણ છોકરો તો થોડાં વેણ બબડીને પાછો ઘોરવા લાગ્યો. એવામાં જ ત્યાં રસ્તા પર કાન બહેર મારી જાય એવો ગાજતો કોઈ અવાજ આવ્યો. એ અવાજ સાંભળીને છોકરો તરત પથારી-માંથી કૂદકો મારીને ઊઠ્યો અને ઝટઝટ કપડાં પહેરીને એ રસ્તા પર પહોંચી ગયો. એમેલ્યાન પણ કૂદકો મારીને ઊઠ્યો, અને પોતાના માબાપ કરતાં પણ દીકરો જેને વધુ વશ વર્તે એવી આ કઈ ચીજ છે તે જોવા એ પણ તેની પાછળ પાછળ દોડી ગયો. ત્યાં જઈને જોયું તો રસ્તામાં એક આદમી, પોતાના પેટ પર કંઈક બાંધીને ચાલતો હતો તથા દાંડીથી એ વગાડતો હતો, અને પેલો છોકરો જેને એકદમ વશ થઈને આવેલો તે કાન બહેર મારી જાય એવો અવાજ એમાંથી જ નીકળતો હતો. એમેલ્યાને દોડીને એ ચીજ જોઈ. જોયું તો તે નાનકડા પીપ જેવી ગોળાકાર હતી, અને તેની બન્ને બાજૂએ ચામડું મઢેલું હતું. એ ચીજ જોઈને લોકો તેને શા નામે બોલાવતા તે એણે પૂછ્યું.

લોકોએ કહ્યું કે 'તેનું નામ ઢોલ.'

'ને પોલો છે એ?'

'હા, પોલો છે એ.'

એમેલ્યાનને આશ્ચર્ય થયું. એ ચીજ પોતાને આપવા એણે તેમને કહ્યું, પણ એ લોકોએ માન્યું નહિ. એટલે એમેલ્યાન માગવાની વાત છોડી દઈ એ ઢોલવાળાની પાછળ પાછળ ચાલ્યો.

એમ આખો દહાડો એણે ચાલ્યા કર્યું, અને પછી જ્યારે ઢોલ-વાળો આખરે સૂઈ ગયો ત્યારે એમેલ્યાને ઢોલ તેની આગળથી બળાત્કારે ખૂંચવી લીધો અને તે લઇને એ નાસી ગયો.

પોતાનું નગર આવ્યું ત્યાંસુધી એણે એમ ને એમ દોડયા કર્યું. પહેલાં એ પોતાની બૈરીને મળવા ગયો, પણ તે ઘેર નહોતી. એ ઘેરથી નીકળેલો તેને બીજે જ દિવસે રાજા તેને લઈ ગયો હતો. એટલે પછી એમેલ્યાન મહેલમાં ગયો અને રાજાને કહેવ-ડાવ્યું કે '" માલૂમ નહિ ક્યાં, ત્યાં " જઈને તથા " માલૂમ નહિ શું, એ " લઈને હું પાછો આવી ગયો છું.'

રાજાના માણસોએ એ સંદેશો રાજાને પહોંચાડયો એટલે રાજાએ કહેવડાવ્યું કે એણે વળતે દિવસે ફરી પાછું આવવું.

પણ એમેલ્યાને કહ્યું, 'રાજાને કહો કે હું આજે જ આંહીં આવ્યો છું અને એમને જોઈતી ચીજ લઈ આવ્યો છું. માટે તેઓ આંહીં આવે અને તેઓ નહિ આવે તો પછી હું પોતે અંદર જઈશ.'

એટલે રાજા બહાર આવ્યો. 'ક્યાં ગયો'તો તું?' તેણે પૂછ્યું.

એમેલ્યાને પોતાની વાત કહી.

'હું કહેતો'તો તે જગ્યા એ નહિ.' રાજાએ કહ્યું. 'શું લાવ્યો છે તું?'

એમેલ્યાને ઢોલ બતાવ્યો, પણ રાજાએ તેની સામે જોયું નહિ.

'હું કહેતો'તો તે ચીજ એ નહિ.'

'આપ કહેતા'તા તે ચીજ જો આ ન હોય તો જહાન્નમમાં જાય એ,' એમેલ્યાને કહ્યું, 'તો પછી તેના તોડીને ટુકડા કરી નાખીએ.'

આમ બોલી એમેલ્યાન ઢોલ વગાડતો વગાડતો મહેલ છોડીને

ચાલતો થયો. અને એ જેમ જેમ વગાડવા લાગ્યો તેમ તેમ રાજાનું આખું લશ્કર દોડીને એમેલ્યાનની પાછળ પાછળ જવા લાગ્યું, અને એને સલામ કરી એના હુકમની રાહ જોતું ખડું રહ્યું.

રાજા પોતાની બારીએ ઊભો ઊભો એમેલ્યાન પાછળ ન જવાનું પોતાના લશ્કરને બૂમ પાડી કહેવા લાગ્યો. પણ લશ્કરમાંથી કોઈએ તેનું કહેવું સાંભળ્યું નહિ, અને સૌ એમેલ્યાન પાછળ ગયા.

રાજાએ જ્યારે આ જોયું ત્યારે તેણે હુકમ કર્યો કે એમેલ્યાનની બૈરી એને પાછી સોંપી દેવી અને પછી પેલો ઢોલ પોતાને આપી દેવાનું તેણે એમેલ્યાનને માણસ મોકલી કહેવડાવ્યું.

'એ નહિ બને,' એમેલ્યાને કહ્યું, 'એ તોડી નાખીને એના ટુકડા નદીમાં નાખી દેવાને મને હુકમ મળ્યો છે.'

એ પ્રમાણે ઢોલ લઈને એમેલ્યાન નદીએ ગયો અને સિપાઈઓ પણ સઘળા એની સાથે સાથે ગયા. નદીને કિનારે પહોંચીને એમેલ્યાને ઢોલના તોડીને ટુકડા કરી નાખ્યા અને એ ટુકડા પછી નદીના વહેનમાં નાખી દીધા. એટલે પછી સઘળા સિપાઈ નાસી ગયા.

પોતાની બૈરીને લઈ એમેલ્યાન ઘેર ગયો. તે પછી રાજાએ એને હેરાન કરવાનું મૂકી દીધું, એટલે પછી તેમની આખી જિંદગી સુખમાં ગઈ.

૧૮૯૧

# મૂર્ખ ઇવાન

કોઇએક દેશના કોઈ એક પ્રાન્તમાં એક વખત એક તવંગર ખેડૂત રહેતો હતો. એ ખેડૂતને ત્રણ દીકરા હતાઃ એક સૈનિક સાઇમન, બીજો ભોલ ટારાસ, અને ત્રીજો મૂર્ખ ઇવાન. આ ઉપરાંત તેને માર્થા નામે એક અપરિણીત પુત્રી પણ હતી. તે બહેરી અને મૂંગી હતી. સૈનિક સાઇમન રાજાની નોકરીમાં હતો, એટલે યુદ્ધમાં લડવા ગયો હતો; ભોલ ટારાસ શહેરમાં કોઈ વેપારીની દુકાને રહ્યો હતો, અને મૂર્ખ ઇવાન પોતાની બહેનની સાથે રહી બરડો બેવડ વળી જાય એવી ખેતીની મજૂરી કરી રહ્યો હતો.

સૈનિક સાઈમનને ભારે હોદ્દો તથા જાગીર મળી, એટલે તે એક અમીરજાદીને પરણ્યો. તેને મોટો પગાર મળતો તથા તેની જાગીર પણ મોટી હતી, છતાં તેની આવક તેના ખર્ચને પહોંચી શકતી નહિ. ધણી કમાતો તે બાઇસાહેબ બધું ઉડાડી મૂકતાં એટલે તેઓ સદાય નાણાંની તંગીમાં રહેતાં.

એટલે સૈનિક સાઈમન નાણાં ઉઘરાવવા પોતાની જાગીરમાં ગયો, પણ તેના કામદારે કહ્યું, 'નાણાં, ક્યાંથી મળે ? આપણી પાસે નથી ઢોર, નથી ઓજાર, નથી ઘોડાં, નથી હળ, નથી દંતાળ. આ બધું આપણે પહેલાં વસાવીએ ત્યારપછી નાણાં મળે.'

પછી સૈનિક સાઇમન પોતાના બાપ પાસે ગયો અને બોલ્યો, 'બાપુ, તમે પૈસાદાર છો, છતાં તમે મને કંઈએ આપ્યું નથી. તો હવે મિલકતની વહેંચણી કરો અને તેનો ત્રીજો હિસ્સો મને આપો, એટલે એનો ઉપયોગ કરીને હું મારી જાગીરમાં સુધારો વધારો કરું.'

પણ ડોસાએ કહ્યું, 'તેં મારા ઘરમાં પાઇની આવક કરી નથી, તો પછી મારે શી બાબત મિલકતનો ત્રીજો ભાગ તને આપવો? એમાં તો ઈવાન તથા આ છોકરીને પણ અન્યાય થાય.'

પણ સાઇમને જવાબ આપ્યો, 'એ તો છે મૂરખ, અને છોકરી તો કુંવારી ને કુંવારી ઘરડી થઇ ગઇ. વળી તે બહેરી ને મૂંગી છે. તો પછી એ બે જણને મિલકતથી શો લાભ થવાનો છે?'

ડોસાએ કહ્યું, 'ઇવાન આ બાબતમાં શું કહે છે એ આપણે જોઈએ.'

એટલે ઇવાને કહ્યું, 'તેને જે જોઇતું હોય તે ભલે લઈ જાય.'

એટલે સૈનિક સાઈમને પોતાના બાપની ઘરવખરીમાંથી પોતાનો હિસ્સો લઇ બધું જાગીરભેગું કર્યું, અને પછી પાછો રાજાની સેવા કરવા પોતાની નોકરી પર હાજર થયો.

ભોલ ટારાસે પણ ખૂબ ધન જમાવ્યું હતું, અને કોઇ ધનાઢ્યને ઘેર પરણ્યો હતો, છતાં તેને પણ હજુ વધુ પૈસા જોઈતા હતા. એટલે તે પણ પોતાના બાપ પાસે આવ્યો અને બોલ્યો, 'મને મારો ભાગ આપો.'

પણ ડોસાને તો આ ટારાસને પણ કશો ભાગ આપવાની ઇચ્છા નહોતી. એટલે તેણે કહ્યું, 'તેં કંઇ મારા ઘરમાં કોડીની પણ કમાણી કરી નથી. ઘરમાં છે તે બધું ઇવાનની મહેનતનું ફળ છે, તો પછી તેને અને આ છોકરીને આપણાથી કેમ અન્યાય કરાય?'

પણ ટારાસે કહ્યું, 'એને શી જરૂર છે? એ તો મૂરખ છે. એ કંઈ પરણી શકવાનો નથી, કેમકે કોઈ એનો ભાવ પૂછવાનું નથી. તેમ એ મૂંગી છોકરીને પણ કશાની જરૂર નથી. આમ જો, ઇવાન,' તે બોલ્યો, 'મને અનાજનો અડધો ભાગ આપ; મારે ઓજારમાંથી કંઇ હિસ્સો જોઈતો નથી, અને આ બધાં ઢોરઢાંખર છે તેમાંથી તો મારે એક પેલો ભૂખરો ઘોડો જ જોઈએ છે. ને એ ઘોડો તો ખેડ માટે તારે નકામો જ છે.'

ઇવાન હસીને બોલ્યો, 'તું તારે જોઇએ તે લઇ જા. હું વળી મહેનત કરીને નવું સંપડાવીશ.'

આ રીતે તેમણે ટારાસને પણ ભાગ આપ્યો; એટલે ટારાસ ગાડામાં ભરીને અનાજ શહેરમાં લઇ ગયો તેમ પેલો ઘોડો પણ લઇ ગયો. પછી ઇવાન પાસે એક ઘરડી ઘોડી જ રહી, અને પહેલાંની માફક ખેડૂતનું જીવન ગુજારતાં ગુજારતાં પોતાનાં માબાપનું ભરણપોષણ કરવાનો બોજો પણ એને જ માથે આવી પડયો.

૨

હવે, આ મિલકતવહેંચણીની બાબતમાં આ બધા ભાઈઓ વચ્ચે તકરાર ન થઈ ને તેઓ સુલેહસંપથી છૂટા પડયા એ જોઈને બુઢ્ઢો શાયતાન ખૂબ ચિડાયો. તેણે પછી પોતાના ત્રણ દૂતને બોલાવ્યા.

'જુઓ,' તે બોલ્યો, 'સૈનિક સાઇમન, ભોલ ટારાસ, અને મૂર્ખ ઇવાન એમ ત્રણ ભાઈઓ છે. એ ત્રણે વચ્ચે તકરાર થાય એવો એક પ્રસંગ આવી ગયો, છતાં તકરાર ન કરતાં તેઓ સુલેહ-સંપથી રહે છે અને ભાઈ ભાઈના સંબંધથી હળેમળે છે. પેલા મૂર્ખે ઇવાને મારી એ બધી બાજી ધૂળ મેળવી દીધી. એટલે હવે તમે ત્રણે જઈને એ ત્રણે ભાઈને જરા તૈયાર કરો તથા એકબીજાની

આંખ તોડી નાખે એવો કજિયો એમની વચ્ચે જામે એવી પજવણી કરવા લાગો બધાને. તમારાથી થાય એમ લાગે છે એ કામ ?'

'હા, કરીશું અમે એ કામ.'

'શરૂઆત કેમ કરશો તમે એની ?'

'એમાં પૂછવું શું વળી ?' તેઓ બોલ્યા. 'પહેલાં અમે એ ત્રણેને પાયમાલ કરી મૂકીશું. પછી ખાવાને રોટલાનો કકડો પણ ઘરમાં નહિ હોય એ વખતે અમે એ ત્રણેને ભેગા કરી દઈશું, એટલે એ ત્રણે જણ જરૂર લડી મરવાના.'

'હં, એ યુક્તિ સરસ છે. મને લાગે છે તમને કામ કરતાં આવડે છે ખરું. ઠીક ત્યારે, જાઓ, અને એક બીજાના કાન તોડી નાખે એવી તકરાર એમની વચ્ચે જગાડ્યા વિના જો પાછા આવ્યા છો ને, તો હું તમારી જીવતાં ખાલ ઉતારી નાખીશ!'

આ ત્રણે દૂત એક કાદવવાળી જગામાં બેઠા અને પોતાનું કામ કેમ શરૂ કરવું તેનો વિચાર કરવા લાગ્યા. દરેક જણને સહેલામાં સહેલું કામ જોઈતું હતું, એટલે તેઓએ બહુ વાર સુધી અંદર અંદર તકરાર કર્યા કરી; પણ આખરે તેઓએ ત્રણે ભાઈઓમાંથી કોને કયા દૂતે ઠેકાણે આણવાનું માથે લેવું તે નક્કી કરવા માટે ચિઠ્ઠીઓ નાખી. તેઓએ શરત કરી કે ત્રણમાંથી કોઈ દૂત જો પોતાનું કામ બીજા કરતાં વહેલું પૂરું કરી લે તો તેણે આવીને બીજાને મદદ કરવી. પછી એ દૂતોએ ચિઠ્ઠી નાખી અને કોણ પોતાના કામમાં સફળ થયું છે તથા કોને મદદની જરૂર છે તે જાણવા એ કાદવવાળી જગાએ પાછા આવીને મળવાનો સમય મુકરર કર્યો.

એ મુકરર કરેલો સમય આવી પહોંચ્યો, એટલે શરત મુજબ ત્રણે શયતાનદૂત એ કાદવવાળી જગામાં એકઠા થયા. અને દરેક

જણ વસ્તુસ્થિતિનો અહેવાલ રજૂ કરવા લાગ્યો. સાઈમનને ઠેકાણે લાવવાનું કામ માથે લેનારા પહેલા દૂતે બોલવાની શરૂઆત કરી. ' મારું કામ તો સારી રીતે ચાલી રહ્યું છે. આવતી કાલે જ સાઈમન પોતાના બાપને ઘેર પાછો આવવાનો.'

તેના બન્ને સાથીઓએ પૂછ્યું, ' એ કામ કેવી રીતે પાર પાડયું ?'

' પહેલાં તો,' તે બોલ્યો, ' મેં સાઈમનના હૈયામાં એટલી બધી હિંમત મૂકી કે તેણે પોતાના રાજાને આખી દુનિયા જીતી આપવાની માગણી કરી. એટલે રાજાએ તેને પોતાનો સેનાપતિ બનાવી હિંદના રાજા સાથે તેને લડવા મોકલ્યો. એ બન્ને જણ લડવા માટે ભેગા થયા, પણ આગલી રાતે મેં સાઈમનની છાવણીની અંદરનો સઘળો દારૂ ભીંજવી મૂક્યો તથા સામાવાળા હિંદી રાજાના લશ્કરમાં ગણ્યા ગણાય નહિ એટલા બધા સૈનિકો ઘાસના તણખલામાંથી બનાવીને ઉમેરી દીધા. પછી સાઈમનના સૈનિકો આ તણખલામાંથી બનાવેલા સૈનિકોને પોતાને ચોમેરથી ઘેરી વળતા દેખીને હેબતાઈ ગયા. સાઈમને તેમને દારૂગોળાનો મારો ચલાવવાનો હુકમ આપ્યો, પણ તેમની તોપો કે બંદૂકો જરાય ચાલી નહિ. આથી સાઈમનના સૈનિકો સાવ શિયાવિયા થઈ ગયા, અને ગાડરની પેઠે નાસવા લાગ્યા, એટલે હિંદી રાજાએ તેમની કતલ કરી નાખી. આથી સાઈમનની ભારે નામોશી થઈ. તેની જાગીર તેની કનેથી ખૂંચવી લીધી છે, અને આવતી કાલે એ લોકો તેને ફાંસી દેવાના છે. હવે મારે એક જ દહાડાનું કામ રહ્યું છે. એ નાસીને ઘેર પહોંચી જાય એટલું જ મારે હવે કરવાનું છે. કાલ તમારા બેમાંથી જેને મારી મદદની જરૂર હશે તેને મદદ કરવા હું તૈયાર રહીશ.'

પછી ટારાસનું કામ માથે લેનારાં બીજા શયતાનદૂતે પોતાના સમાચાર આપવા માંડ્યા. 'મારે કશી મદદની જરૂર નથી,' તે બોલ્યો, 'મારું કામ બરાબર ચાલી રહ્યું છે. ટારાસ હવે અઠવાડિયાથી લાંબું નભી શકે એમ નથી. પહેલાં તો મેં તેનો મેદ અને લોભ ખૂબ વધાર્યા. તેની લોભવૃત્તિ તો એટલી બધી બહેકી ગઈ કે એ જે કંઈ જુએ તે સઘળું ખરીદી લેવાનું તેને મન થાય. પારવગરનો માલ ખરીદવામાં તેણે પોતાની પાસેનો સઘળો પૈસો વાપરી નાખ્યો છે, ને છતાં હજુ બીજો માલ તે ખરીદ્યે જાય છે. એટલે હવે તો તે કરજે આણેલાં નાણાંનો ઉપયોગ કરી રહ્યો છે. તેનું કરજ તો તેને ગળે મોટી વજનદાર હાંસડીની જેમ લટકી રહ્યું છે, અને એ કરજમાં તે એટલો બધો ગૂંચવાઈ ગયો છે કે તેમાંથી કોઈ રીતે તે હવે છૂટે એમ નથી. અઠવાડિયામાં તેને એ બધાં નાણાં ચૂકવવાની મુદત પાકે છે, અને એ મુદત પહેલાં તો હું તેનો સઘળો માલ રદ બાતલ કરી મૂકવાનો છું. એટલે તે એ નાણાં ચૂકવી નહિ શકે, તેથી તેને પોતાના બાપના ઘરનો આશરો લેવો પડશે.'

પછી આ બન્ને જણે ત્રીજા ઈવાનવાળા દૂતને પૂછ્યું, 'ને તારું કામ કેવુંક ચાલે છે?'

'જુઓ,' તે બોલ્યો, 'મારું કામ તો બરાબર નથી ચાલતું. પહેલાં તો એના પેટમાં દુઃખવા આવે એટલા માટે એના પીણામાં હું થૂંકેલો, અને પછી એ ખેતર ખેડી ન શકે એટલા માટે ખેતરમાં જઈ ત્યાંની જમીન હથોડાથી કૂટી કૂટીને સખત બનાવી દીધેલી. એટલે મેં ધાર્યું કે હવે એ તે જમીન ખેડશે નહિ. પણ એ મૂરખો તો હળ લઈને આવ્યો અને ખેતરમાં ચાસ પાડવા લાગ્યો. પેટમાં દુઃખતું'તું તેથી ઊંકારા કર્યે જતો હતો,

છતાં ખેતર ખેડવાનું તો એણે ચાલુ જ રાખ્યું. હું જમીનની અંદર પેસી ગયો, અને અંદર રહીને હળની કોશ મેં પકડી રાખી, છતાં એને કોઈ રીતે અટકાવી શકાયો નહિ. એ તો હળ પર ખૂબ ભાર આવે એવી રીતે પોતાની કાયા તેના પર ઝુકાવીને તેને વળગી પડ્યો, તેથી કોશની ધારદાર અણી મને વાગી એટલે મારા હાથ છોલાઈ ગયા. આમ ખેતર તો લગભગ આખું એણે ખેડી નાખ્યું છે. જમીનની ફક્ત એક જ પટ્ટી ખેડવી હવે બાકી રહી છે. માટે ભાઈઓ, તમે આવીને મને મદદ કરો; કેમકે આપણે જો એને નહિ હંફાવીએ તો આપણી સઘળી મહેનત બરબાદ જશે. એ મૂરખો જો આમ ને આમ ટકી રહેશે અને ખેતર પર કામ કર્યા કરશે તો એના ભાઈઓને કશી મૂંઝવણ નહિ આવે, કેમકે તે બન્ને ભાઈઓને એ ખવરાવ્યા કરશે.'

સૈનિક **સાઈમન**વાળા દૂતે બીજે જ દિવસે આવીને તેને મદદ કરવાનું વચન આપ્યું, અને એ રીતે નક્કી કરીને તેઓ ત્રણે છૂટા પડ્યા.

## ૩

ઇવાને એ આખું વણખેડાએલું ખેતર ખેડી નાખ્યું, અને તેમાં ફક્ત એક નાનકડી પટ્ટી જ બાકી રહી. તે બાકી રહેલી પટ્ટી ખેડવા એ હવે આવ્યો. જો કે એના પેટમાં ચૂંક આવતી હતી છતાં એણે મનમાં નક્કી કર્યું કે ચૂંક આવે તોપણ ખેડવાનું કામ તો કરવું જ જોઈએ. એટલે એણે હળના સામાનનાં દોરડાં છોડી નાખ્યાં, હળને ફેરવી નાખ્યું, અને ફરી કામ કરવા લાગ્યો. એણે એક ચાસ પાડ્યો, પણ પાછા ફરતાં જાણે હળ કોઈ ખૂંપરામાં ભરાઈ ગયું હોય એમ અટકી ગયું લાગ્યું. આમ હળને અટકાવી

દેનાર પેલો શયતાનદૂત હતો. તેણે પોતાના પગની આંટી તે હળની કોશની આસપાસ લગાવી હતી, અને એમ આંટી લગાવીને તે હળને પાછું ખેંચી રાખતો હતો.

'કેવી નવાઈ જેવી વાત છે!' ઈવાનને મનમાં થયું. 'આંહીં બિલકુલ ખૂંપરાં હતાં જ નહિ, તે છતાં આ એક વળી ક્યાંકથી નીકળ્યું!'

ઇવાને એ ચાસમાં ઊંડે પોતાનો હાથ નાખી આસપાસ ફંફોસી જોયું તો એને કંઈક સુંવાળું સુંવાળું લાગ્યું, તે એણે પકડીને બહાર ખેંચી કાઢયું. રંગે તો તે મૂળિયા જેવું કાળું હતું, પણ તે અમળાતું હતું. અરે! એ તો જીવતું ભૂત હતું!

'કેવું ભમરાળું છે આ ભૂતડું!' ઇવાન બોલ્યો અને તેને હળ પર ઝીંકીને છૂંદી નાખવા એણે પોતાનો હાથ ઉગામ્યો ત્યાં એ શયતાનદૂત ચીસ પાડી ઊઠ્યો.

'એ... મને મારશો મા. મને બચાવશો તો હું તમે કહેશો તે કરીશ.'

'તને શું આવડે છે?'

'તમે કહો તે.'

'મારા પેટમાં ચૂંક આવે છે, એ મટાડી શકીશ તું?'

'જરૂર, મટાડી શકીશ.'

'સારું ત્યારે, મટાડી દે.'

એ શયતાનદૂત પેલા ચાસની અંદર પેઠો, ત્યાં જઈ આસપાસ તપાસ કરી, પોતાના નહોર વડે થોડીક જમીન ખણી, અને ત્રણ નાનાં મૂળિયાંનું એક ઝૂમખું ખેંચી કાઢી તે ઇવાનના હાથમાં મૂક્યું.

'લ્યો,' તે બોલ્યો, 'આ ત્રણમાંથી એક મૂળિયું જે કોઈ ગળી જાય તેના રોગમાત્ર મટી જાય.'

ઇવાને એ મૂળિયાં લીધાં, તે ત્રણેને છૂટાં પાડયાં, અને તેમાંથી એક ગળી ગયો. એના પેટમાં ચૂંક આવતી હતી તે તરત શાંત થઈ ગઈ. પછી પેલા **શયતાનદૂતે** પોતાને છોડી મૂકવાની ફરીથી વિનંતિ કરી: 'હું સીધેસીધો જમીનમાં પેસી જઈશ, અને ફરી કદી પાછો નહિ આવું.'

'બહુ સારું' ઇવાને કહ્યું 'જા, ને **ભગવાન** તારું ભલું કરે!'

ઇવાને **ભગવાનનું** નામ લીધું કે તરત એ **શયતાનદૂત** પાણીમાં નાખેલા પથ્થરની પેઠે એકદમ જમીનમાં પેસી ગયો. પછી એ ઠેકાણે એક દર જ રહ્યું.

ઇવાને બીજાં બે મૂળિયાં પોતાની ટોપીમાં મૂકયાં અને આગળ ખેડવાનું શરૂ કર્યું. બાકી રહેલી પટ્ટી એણે ખેડી નાખી, અને પછી હળ ફેરવીને એ ઘેર ગયો. ઘેર જઈ એણે ઘોડીને જોતરમાંથી છોડી મૂકી. પછી ઘરમાં આવીને જુએ છે તો પોતાના ભાઈ સૈનિક **સાઈમનને** તથા તેની પત્નીને વાળુ કરવા બેઠેલાં દીઠાં: **સાઈમનની** જાગીર જપ્ત થઈ હતી, અને તે કેદખાનામાંથી મહામુશીબતે નાસી છૂટ્યો હતો, તથા હવે તે પોતાના બાપ ભેગો રહેવા પાછો આવ્યો હતો.

ઇવાનને દેખી **સાઈમન** બોલ્યો: 'હું તારી ભેગો રહેવા આવ્યો છું. મને બીજી નોકરી મળે ત્યાંસુધી મને ને તારી ભાભીને તારે નભાવવાં પડશે.'

'ભલે,' ઇવાને કહ્યું, 'તમે તમારે રહો અમારી સાથે.'

પણ ઇવાન તેમની પાટલી પર બેસવા ગયો ત્યારે પેલી અમીરજાદીને એની ગંધ ગમી નહિ, એટલે પોતાના ધણીને તેણે કહ્યું: 'આવા ગંદા રોંચા સાથે બેસીને મારાથી વાળુ નહિ થાય.'

એટલે સૈનિક **સાઈમન** બોલ્યો: 'ઇવાન, તારાં ભાભી કહે છે

કે તારી વાસ સારી નથી આવતી. માટે તું બહાર બેસીને વાળુ કર તો સારું.'

'ભલે,' ઇવાને કહ્યું, 'આમે મારે ઘોડીને પહર ચરાવવા જવાનું છે, એટલે રાત બહાર જ ગાળવાની છે.'

તેથી એ પોતાનો ડગલો તથા રોટલો લઈને ઘોડી સાથે ખેતરમાં ગયો.

## ૪

તે રાતે પોતાનું કામ પૂરું કરીને તે સાઇમનવાળો શયતાનદૂત પોતે આપેલા વચન પ્રમાણે ઇવાનવાળા દૂતને મળવા તથા એ મૂર્ખને તાબે કરવામાં તેને મદદ કરવા આવ્યો. ખેતરમાં આવીને તેણે ઘણી ઘણીવાર સુધી ખૂબ ખૂબ તપાસ કરી, પણ પોતાના સાથીને બદલે તેણે ફક્ત એક દર જ જોયું.

'સ્પષ્ટ જણાય છે કે મારા સાથી પર કોઈક આફત ગુજરી છે,' એવો તેને વિચાર આવ્યો, 'માટે હવે તેનું સ્થાન મારે લેવું. ખેતર તો ખેડાઇ ગયું છે, એટલે એ મૂરખને હવે બીડમાં ઠેકાણે લાવવો પડશે.'

એટલે એ શયતાનદૂત બીડમાં ગયો, અને ઇવાનનું એ ઘાસનું બીડ તેણે પાણીની રેલથી તરબોળ કરી દીધું. આથી ઘાસ બધું કાદવવાળું બની ગયું.

ગૌચરની જમીનમાંથી ઇવાન મળસકે પાછો આવ્યો. ઘેર આવીને એણે પોતાના દાતરડાને ધાર કાઢી, અને પછી તે લઈને બીડમાં ઘાસ વાઢવા ગયો. એણે ઘાસ વાઢવા માંડ્યું, પણ દાતરડું ફક્ત એક બે વાર ફેરવ્યું ત્યાં તો ધાર એવી બુઠ્ઠી થઈ ગઈ કે ઘાસ બિલકુલ કપાય નહિ. એટલે એને લાગ્યું કે દાતરડાને

ફરી સજવાની જરૂર છે. ઇવાને થોડીવાર માથાકૂટ કરી જોઈ પણ પછી બોલ્યો, 'આમ કરવામાં કંઈ સાર નથી. ઘેર જઈને દાતરડું સરખું કરવાનું ઓજાર લઈ આવું, ભેગાભેગો રોટલાની ફડશ પણ લેતો આવું. ભલેને મારે આંહીં આખું અઠવાડિયું ગાળવું પડે, તોય હું આ બીડ વાઢ્યા વગર રહેવાનો નથી.'

ઇવાનના આ બોલ પેલા શયતાનદૂતે સાંભળ્યા એટલે તેને મનમાં થયું, 'આ મૂરખો મક્કમ છે હો. એટલે આને આ રીતે ઠેકાણે નહિ લાવી શકું. મારે કોઈક બીજી યુક્તિ અજમાવવી જોઈશે એને માટે.'

ઘેરથી પાછા આવીને ઇવાને દાતરડું સજયું અને ઘાસ કાપવા માંડ્યું. પેલો શયતાનદૂત ઘાસમાં લપાઈને બેઠો તથા દાતરડું થોભી રાખવા લાગ્યો, એટલે તેની અણી જમીનમાં ભરાઈ જવા લાગી. આથી ઇવાનને ઘાસ કાપવામાં બહુ મહેનત પડી, છતાં કાદવવાળા ભાગમાંના એક નાનકડા ટુકડા સિવાયનું બાકીનું આખું બીડ એણે વાઢી નાખ્યું. પછી પેલો દૂત આ કાદવવાળા ભાગમાં લપાઈ ગયો અને મનમાં ઠરાવ કર્યો કે, 'ભલેને મારી હથેલી કપાઈ જાય, પણ આંહીં તો એને ઘાસ કાપવા નહિ જ દઉં.'

ઇવાન કાપતો કાપતો એ કાદવવાળા ભાગમાં આવી પહોંચ્યો. ઘાસ કંઈ જાડું લાગતું નહોતું, છતાં દાતરડા સામે ભારે ટક્કર લેવા માંડ્યું. આથી ઈવાન તપી ગયો અને પંડમાં જોર હતું તેટલું બધું વાપરીને એ દાતરડું ચલાવવા લાગ્યો. આથી પેલા દૂતને ઢીલું મૂકવું પડ્યું. તે કોઈ રીતે દાતરડું થોભી રાખી શક્યો નહિ, એટલે આ તો બધો હારવાનો ધંધો છે એમ દેખીને તે કૂદીને એક ઝાંખરામાં ભરાઈ બેઠો. ઇવાન દાતરડું વીંઝતોવીંઝતો ત્યાં આવ્યો એટલે તે ઝાંખરું એના દાતરડામાં સપડાઈ ગયું અને તે

દૂતની અડધી પૂંછડી કપાઈ ગઈ. પછી એણે સઘળું ઘાસ કાપીને બીડ પૂરું કર્યું, અને ખંપાળી વતી તે બધું ઊસરડીને એકઠું કરવાનું પોતાની બહેનને કહી એ 'રાઈ' કાપવા ચાલ્યો. દાતરડું લઈને 'રાઈ' કાપવા તો લાગ્યો, પણ પેલું બાંડું ભૂત ત્યાં ક્યારનું પહોંચી ગયું હતું. તેણે ત્યાં 'રાઈ' અંદર અંદર ગૂંચવી દીધું હતું એટલે એ દાતરડું કંઈ કાર કરતું નહોતું. આથી ઇવાન ઘેર જઈને બીજું ઓજાર લઈ આવ્યો, તેનાથી એ 'રાઈ' કાપવા લાગ્યો, અને એ રીતે એણે 'રાઈ'નો બધો પાક લણી લીધો.

'હવે 'ઓટ'ની લાણી શરૂ કરી દેવાનો વખત થઈ ગયો છે,' એમ પછી એને થયું.

પેલા બાંડા શયતાનદૂતે આ બોલ સાંભળ્યા એટલે તેને મનમાં થયું કે ''રાઈ'ના ખેતરમાં તો આને હું ન હંફાવી શક્યો, પણ 'ઓટ'ના ખેતરમાં તો હવે જરૂર એને હંફાવવો. સવાર પડવા દ્યોને, એટલે પછી વાત.'

સવારમાં એ શયતાનદૂત ઉતાવળો ઉતાવળો 'ઓટ'ના ખેતરમાં ગયો તો ત્યાં તો બધું લણી લીધું હતું! ઓછા દાણા ખરે એટલા માટે ઈવાને તો એ 'ઓટ' રાતોરાત લણી લીધા હતા. આ જોઈને એ દૂત ખૂબ ખિજાયો.

'માળા આ મૂરખાએ તો ચારે કોરથી મને પાછો પાડીને સાવ થકવી નાખ્યો આમ ને આમ. આના કરતાં તો ખુલ્લી લડાઈ સારી. તેમાં મૂરખો રાતે એ જંપીને સૂતો નથી, પછી એને તે કેમ પહોંચી શકાય! હવે એણે આ બધા અનાજના ઓઘા કર્યા છે એમાં જ જઈને સડો દાખલ કરી દઉં!'

આમ નિશ્ચય કરીને એ શયતાનદૂત 'રાઈ'ના ઓઘામાં પૂળીઓ હતી તેમાં પેઠો એટલે એ પૂળીઓ સડવા લાગી. આ પૂળીઓ

એણે તપાવી દીધી, અને એની ગરમીની હૂંફમાં પોતે ઊંઘી ગયો.

ઘોડી જોડીને ઇવાને ગાડું તૈયાર કર્યું અને 'રાઈ' ગાડામાં ભરી ઘેર લાવવા પોતાની બહેનને લઈ એ ખેતરે ગયો. ત્યાં ઢગલા આગળ જઈ એ 'રાઈ' ગાડામાં ભરવા લાગ્યો. બે પૂળા ખેસવીને એણે પોતાની ખંપાળી ઢગલામાં નાખી તો તે પેલા શયતાન-દૂતના વાંસામાં બરાબર વાગી. ઢગલામાંથી ખંપાળી પાછી ઊંચકી તો ખંપાળીના દાંતામાં એણે આ બાંડા શયતાનદૂતને અમળાઈ અમળાઈને છૂટવા મથતો તથા કૂદકો મારવા યત્ન કરતો દીઠો.

'એલા ભમરાળા ભૂતડા, પાછું આંહીં આવ્યું!'

'હું એ નહિ, હું તો બીજો,' એ શયતાનદૂતે જવાબ આપ્યો. 'પહેલો આવેલો એ તો મારો ભાઈ હતો. હું તો તમારા ભાઈ સાઈમન પાસે હતો.'

'ઠીક, તું ગમે તે હો' ઇવાને કહ્યું 'પણ તારી એ એવી ને એવી જ વલે થઈ!'

આને લઈને એ ગાડા સાથે ઝીંકવા જતો હતો એવામાં એ દૂત બોલી ઊઠ્યોઃ 'ભલા થઈને મને જવા દ્યો, તો હવે હું તમને ફરી કદી પજવીશ નહિ, એટલું જ નહિ, પણ તમે કહેશો એ તમારું કામ હું કરી આપીશ.'

'તને શું કરતાં આવડે છે?'

'તમે કહો એમાંથી હું સિપાઈઓ બનાવી આપું.'

'પણ એ સિપાઈઓને શું કરવા?'

'તમે એ સિપાઈઓનો ચાહો તે ઉપયોગ કરી શકો. તમે કહો એ કામ તે કરી દે.'

'એ લોકોને ગાતાં આવડે?'

'હા, તમારી ઇચ્છા હોય તો જરૂર ગાય.'

'બહુ સારું, ત્યારે તું થોડા સિપાઈ મને બનાવી આપ.'

એટલે એ શયતાનદૂતે કહ્યું, 'લ્યો, આ 'રાઈ'નો એક પૂળો લ્યો, પછી એ સીધો જમીન પર પછાડીને એટલું જ બોલો કે

"પૂળા ! મારો ખરો ગુલામ
સોંપે છે આ મોટું કામ;
જ્યાં જ્યાં હોય સાંઠીકડું એક
કર ત્યાં સિપાઈ અકેકેક."'

આ સાંભળીને ઇવાને એક પૂળો લઈ તે જમીન પર પછાડ્યો. અને એ શયતાનદૂતે કહેલા શબ્દો બોલ્યો. આટલું બોલતામાં પૂળો છૂટો થઈ ગયો અને એની અંદરના સાંઠાના સિપાઈ બની ગયા. આ સિપાઈની આગલી હારમાં એક જણ રણશીંગડું તથા બીજો ઢોલ વગાડતો હતો. આ રીતે આ પૂળામાંથી લશ્કરની એક આખી ટુકડી ઊભી થઈ ગઈ.

ઇવાન આ જોઈને ખડખડ હસવા લાગ્યો.

'આ તો માળી ભારે કરામત થઈ!' એ બોલ્યો. 'મજાનું લાગે છે આ તો. આ જોઈને છોડીઓ બધી કેવી રાજીરાજી થઈ જશે!'

'ત્યારે હવે મને જવા દો,' શયતાનદૂતે કહ્યું.

'ના, એમ ન જવા દેવાય,' ઇવાન બોલ્યો. 'મારે તો ઠૂંડાં કાપેલા સાંઠામાંથી જ સિપાઈ બનાવવા છે, નહિ તો તો એ બધા સરસ દાણા નકામા જાય ને! માટે આના પાછા સાંઠા કેમ બનાવી દેવા એ મને શીખવ. એ સાંઠાને ઝૂડીને મારે દાણા કાઢવા છે.'

એટલે શયતાનદૂતે કહ્યું, 'જુઓ, તમારે હું બોલું છું એમ બોલવું:

એણે તપાવી દીધી, અને એની ગરમીની હૂંફમાં પોતે ઊંઘી ગયો.

ઘોડી જોડીને ઇવાને ગાડું તૈયાર કર્યું અને 'રાઈ' ગાડામાં ભરી ઘેર લાવવા પોતાની બહેનને લઈ એ ખેતરે ગયો. ત્યાં ઢગલા આગળ જઈ એ 'રાઈ' ગાડામાં ભરવા લાગ્યો. બે પૂળા ખેસવીને એણે પોતાની ખંપાળી ઢગલામાં નાખી તો તે પેલા શયતાન-દૂતના વાંસામાં બરાબર વાગી. ઢગલામાંથી ખંપાળી પાછી ઊંચકી તો ખંપાળીના દાંતામાં એણે આ બાંડા શયતાનદૂતને અમળાઈ અમળાઈને છૂટવા મથતો તથા કૂદકો મારવા યત્ન કરતો દીઠો.

'એલા ભમરાળા ભૂતડા, પાછું આંહીં આવ્યું!'

'હું એ નહિ, હું તો બીજો,' એ શયતાનદૂતે જવાબ આપ્યો. 'પહેલો આવેલો એ તો મારો ભાઈ હતો. હું તો તમારા ભાઈ સાઈમન પાસે હતો.'

'ઠીક, તું ગમે તે હો' ઈવાને કહ્યું 'પણ તારી એ એવી ને એવી જ વલે થઈ!'

આને લઈને એ ગાડા સાથે ઝીંકવા જતો હતો એવામાં એ દૂત બોલી ઊઠ્યોઃ 'ભલા થઈને મને જવા દો, તો હવે હું તમને ફરી કદી પજવીશ નહિ, એટલું જ નહિ, પણ તમે કહેશો એ તમારું કામ હું કરી આપીશ.'

'તને શું કરતાં આવડે છે?'

'તમે કહો એમાંથી હું સિપાઈઓ બનાવી આપું.'

'પણ એ સિપાઈઓને શું કરવા?'

'તમે એ સિપાઈઓનો ચાહો તે ઉપયોગ કરી શકો. તમે કહો એ કામ તે કરી દે.'

'એ લોકોને ગાતાં આવડે?'

'હા, તમારી ઈચ્છા હોય તો જરૂર ગાય.'

'બહુ સારું, ત્યારે તું થોડા સિપાઈ મને બનાવી આપ.'

એટલે એ શયતાનદૂતે કહ્યું, 'લ્યો, આ 'રાઈ'નો એક પૂળો લ્યો, પછી એ સીધો જમીન પર પછાડીને એટલું જ બોલો કે

"પૂળા ! મારો ખરો ગુલામ
સોંપે છે આ મોટું કામ;
જ્યાં જ્યાં હોય સાંઠીકડું એક
કર ત્યાં સિપાઈ અકેકેક."'

આ સાંભળીને ઇવાને એક પૂળો લઈ તે જમીન પર પછાડ્યો. અને એ શયતાનદૂતે કહેલા શબ્દો બોલ્યો. આટલું બોલતામાં પૂળો છૂટો થઈ ગયો અને એની અંદરના સાંઠાના સિપાઈ બની ગયા. આ સિપાઈની આગલી હારમાં એક જણ રણશીંગડું તથા બીજો ઢોલ વગાડતો હતો. આ રીતે આ પૂળામાંથી લશ્કરની એક આખી ટુકડી ઊભી થઈ ગઈ.

ઇવાન આ જોઈને ખડખડ હસવા લાગ્યો.

'આ તો માળી ભારે કરામત થઈ!' એ બોલ્યો. 'મજાનું લાગે છે આ તો. આ જોઈને છોડીઓ બધી કેવી રાજીરાજી થઈ જશે!'

'ત્યારે હવે મને જવા દ્યો,' શયતાનદૂતે કહ્યું.

'ના, એમ ન જવા દેવાય,' ઇવાન બોલ્યો. 'મારે તો ડૂંડાં કાપેલા સાંઠામાંથી જ સિપાઈ બનાવવા છે, નહિ તો તો એ બધા સરસ દાણા નકામા જાય ને! માટે આના પાછા સાંઠા કેમ બનાવી દેવા એ મને શીખવ. એ સાંઠાને ઝૂડીને મારે દાણા કાઢવા છે.'

એટલે શયતાનદૂતે કહ્યું, 'જુઓ, તમારે હું બોલું છું એમ બોલવું:

"જ્યાં જ્યાં હોય ઊભો સિપાઈ,
ફરી સાંઠીકડું ત્યાં ત્યાં થાય.
કાં કે મારો ખરો ગુલામ,
સોંપે છે આ મોટું કામ."'

ઇવાન એ પ્રમાણે બોલ્યો ત્યાં તો પાછો હતો એવો પૂળો થઈ ગયો.

એ દૂત વળી ફરીવાર આજીજી કરીને કહેવા લાગ્યો, 'હવે ભાઈસા'બ, મને જવા દો.'

'બહુ સારું,' આમ બોલી ઇવાને એને ગાડાના પડખા સાથે દબાવ્યો, પોતાના હાથે એને ઊંધો લટકતો રાખ્યો, ને પછી ખંપાળીના દાંતામાંથી એને ખેંચી કાઢ્યો.

'જા! ભગવાન તારું ભલું કરે,' તેણે કહ્યું.

એણે ભગવાનનું નામ લીધું કે તરત જ પાણીમાં પથ્થર ડૂબી જાય એટલી ઝડપથી એ દૂત જમીનમાં સમાઈ ગયો. એ ઠેકાણે પછી એક દર જ રહ્યું.

ઇવાન ઘેર પાછો આવ્યો તો એનો બીજો ભાઈ ટારાસ પોતાની બૈરીને લઈને આવી પહોંચ્યો હતો, અને બેઠો બેઠો વાળુ કરતો હતો.

ભોલ ટારાસ પોતાના લેણદારોનું લેણું ચૂકવી શક્યો નહિ, એટલે પાઘડી ફેરવીને એ પોતાના બાપને ઘેર નાસી આવ્યો હતો. ઇવાનને દેખીને તે બોલ્યો, 'જો, હવે ફરી પાછો નવો વેપાર શરૂ કરું ત્યાંસુધી તારે મારું ને તારી ભોજાઈનું પૂરું કરવાનું છે.'

'ભલે,' ઇવાને કહ્યું, 'તમે તમારે ઠીક પડે ત્યાંસુધી રહો આંહીં.'

ડગલો કાઢીને ઇવાન વાળુ કરવા ટેબલે બેઠો, તો પેલા

વેપારીની બૈરી બોલી ઊઠી: 'આનું શરીર તો પરસેવે ગંધાઈ ઊઠયું છે. આવા રેંચાની સાથે એક ટેબલ પર મારાથી બેસાશે નહિ.'

એટલે ભોલ ટારાસે કહ્યું: 'ઇવાન, તારી વાસ તો બહુ ખરાબ આવે છે. જઈને બહાર બેસીને ખા.'

'બહુ સારું,' રોટલો લઈને ઇવાન ફળીમાં આવ્યો. 'આમે મારે ઘોડીને પહર ચરાવવા જવાનો વખત થઈ ગયો છે.'

૫

ટારાસવાળો શયતાનદૂત પણ હવે નવરો થયો, એટલે વચન આપ્યા પ્રમાણે તે પોતાના સાથીઓને આ મૂર્ખ ઇવાનને પાંશરો કરવામાં મદદ કરવા માટે તે રાત્રે ત્યાં આવી પહોંચ્યો. પહેલાં પાક ઊભો હતો એ ખેતરમાં ગયો, અને ત્યાં પોતાના મિત્રોની ખૂબ ખૂબ તપાસ કરી—ફરી ફરીને તપાસ કરી—પણ એકેનો ત્યાં પત્તો લાગ્યો નહિ. તપાસમાં તેણે ફક્ત દર દીઠું. ત્યાંથી પછી તે બીડમાં ગયો તો ત્યાં કાદવવાળી જમીનમાં તેને એ દૂતની પૂંછડી મળી આવી તથા 'રાઈ'નાં ખૂંપરાંમાં તેણે બીજું દર દીઠું.

'નક્કી, મારા ભાઇબંધો પર કોઇક આફત આવી પડી લાગે છે,' તેને મનમાં થયું. 'એટલે હવે એમનું સ્થાન મારે લેવું જોઇએ તથા એ મૂરખાને મારે હવે ઠેકાણે લાવવો જોઇએ.'

આમ નિર્ણય કરી એ દૂત ઇવાનની શોધમાં નીકળી પડ્યો. ઇવાને અનાજ તો ક્યારનું ભરી દીધું હતું અને હવે જંગલમાં ઝાડ કાપવા મંડ્યો હતો. એના બે ભાઈ ને ભેગાં રહેતાં ઘરમાં ખૂબ સંકડાશ પડવા માંડી હતી, એટલે પોતાને વાસ્તે નવાં મકાન બાંધવા માટે ઝાડ કાપી આવવાનું તેમણે ઇવાનને કહ્યું હતું.

એ શયતાનદૂત તો પછી તે જંગલમાં પહોંચ્યો, ત્યાં ઝાડની ડાળી પર ચડી બેઠો, અને ત્યાં બેઠો બેઠો ઇવાનને ઝાડ કાપવાના

કામમાં નડતર કરવા લાગ્યો. ઇવાને એક ઝાડ સીધું જમીન પર તૂટી પડે એવી રીતે નીચેથી કાપ્યું, પણ તે સીધું ન પડતાં આડું પડ્યું અને બીજા ઝાડની ડાળીઓમાં ભરાઈ ગયું એટલે ઇવાને તેને ઉચ્ચાલન વડે પડખે ખસેડી શકાય એવો એક દાંડો કાપ્યો, અને મહામુસીબતે તજવીજ કરીને તે ખેસવીને જમીન પર નાખ્યું. પછી બીજું ઝાડ કાપવા માંડ્યું તો ત્યાં પણ એની એ જ અડચણ આવી, અને ભારે મહેનત પછી માંડ માંડ તે ઝાડ એ જમીન પર સીધું નાખી શક્યો. પછી ત્રીજું ઝાડ કાપવું શરૂ કર્યું તો ત્યાં પણ એવી ને એવી માથાકૂટ કરવી પડી.

ઇવાને નાનાં નાનાં પચાસેક ઝાડ તોડી પાડવાની ઉમેદ રાખી હતી, પણ પૂરાં દસ પણ એ પાડી શક્યો નહિ. ને હવે તો રાત પડી તેમ વળી એ થાકી પણ ગયો. જુસ્સાથી કામ કરતા એના શરીરમાંથી ધુમાડા નીકળતા હતા તે ધુમ્મસની પેઠે જંગલમાં પથરાઈ જવા લાગ્યા, છતાં એ તો એમને એમ કામમાં વળગી જ રહ્યો. એણે એક બીજા ઝાડનું થડ નીચેથી કાપ્યું. પણ ત્યાં તો એનો બરડો ફાટવા લાગ્યો એટલે એનાથી ઊભું રહેવાયું નહિ, તેથી ઝાડમાં કુહાડી ખોસીને એ થાક ખાવા બેઠો.

ઇવાને કામ પડતું મૂક્યું દેખી શયતાનદૂત રાજી થઈ ગયો.

'આખરે થાક્યો ખરો!' તેને મનમાં થયું. 'હવે આ કામ એ છોડી દેશે. માટે હવે હું પણ વિસામો ખાઉં તો કાંઈ વાંધો નથી.'

આમ કહી તે ડાળી પર લાંબા પગ કરીને બેઠો તથા ગુલતાન બની મનમાં મનમાં હસવા લાગ્યો. પણ એટલામાં તો ઈવાને તરત ઊભા થઈને ઝાડના થડમાં ખોસેલી કુહાડી ખેંચી કાઢી, અને વીંઝીને સામેની બાજૂથી થડ પર એટલા જોરથી ઘા કર્યો કે એકદમ કકડાટી કરતું ઝાડ નીચે તૂટી પડ્યું. પેલા શયતાનદૂતે

આવું કશું થશે એવું ધાર્યું નહોતું, અને આ બધું એટલી ઝડપથી બન્યું કે પોતાના પગ સંભાળીને ખેંચી લેવા જેટલો પણ તેને વખત રહ્યો નહિ, તેથી ઝાડ તૂટી પડતાં તેનો પંજો ચગદાઈ ગયો. ઝાડ નીચે પડ્યું એટલે ઇવાન તેની ડાળીઓ નોખી પાડવા મંડ્યો, તો એક જીવતા શયતાનદૂતને ઝાડેથી લટકતો એણે દીઠો! આ જોઈને ઇવાન તો ચકિત થઈ ગયો.

'એલા ભમરાળા ભૂતડા!' એણે કહ્યું, 'વળી પાછું આંહીં આવ્યું?'

'હું તો બીજો છું,' દૂતે કહ્યું. 'હું તો તમારા ભાઈ ટારાસ પાસે હતો.'

'તું ગમે તે હો, પણ તને ઘટતી સજા થઈ છે,' આમ કહી ઇવાન કુહાડી વીંઝીને તેના હાથાથી એને ફટકારવા જતો હતો, ત્યાં એ દૂતે કાલાવાલા કરવા માંડ્યાઃ 'મને મારશો મા,' એ બોલ્યો, 'હું તમે કહેશો તે કરી દઈશ.'

'તને શું આવડે છે?'

'તમે કહો તેટલા પૈસા હું તમને બનાવી દઉં.'

'બહુ સારું, ત્યારે બનાવ જોઉં થોડા.' આ સાંભળીને એ શયતાનદૂતે પૈસા કેમ બનાવવા તે એને બતાવ્યું.

'આ ઓકના ઝાડમાંથી થોડાં પાંદડાં લેવાં,' તેણે કહ્યું, 'પછી હાથમાં રાખી તે મસળવાં એટલે ભોંય પર સોનું પડવા માંડશે.'

ઇવાને થોડાં પાંદડાં લઈને મસળી જોયાં તો એના હાથમાંથી સોનું નીચે પડવા લાગ્યું.

'માળું! ભારે આ તો. છોકરાંને તહેવારને દિવસે રમવામાં આ ઠીક કામ લાગશે,' ઇવાન બોલી ઊઠ્યો.

'હવે, ભાઈસા'બ. મને જવા દો.'

'બહુ સારું,' ઇવાને કહ્યું, અને એક દાંડો લઈને એ દૂત સપડાઈ ગયો હતો ત્યાંથી તેને છૂટો કર્યો. 'હવે માંડ ચાલવા! ભગવાન તારું ભલું કરે!' એ બોલ્યો.

ને જેવું એણે ભગવાનનું નામ ઉચ્ચાર્યું કે તરત એ દૂત પાણીમાં પથ્થર ડૂબી જાય એટલી ઝડપથી જમીનમાં પેસી ગયો. પાછળ એક દર જ રહ્યું.

૬

આમ લાકડું મેળવી એ ભાઈઓએ મકાન બાંધ્યાં અને એમાં જુદા જુદા રહેવા લાગ્યા. ઇવાને પણ પોતાનું લાણીનું કામ પૂરું કર્યું, દારૂ ગાળીને તૈયાર કર્યો, અને એ પછીના પર્વના દિવસે પોતાના ભાઈઓને પોતાને ત્યાં ઉજાણી માણવા નોતર્યા. પણ એના ભાઈઓએ એનું નોતરું સ્વીકાર્યું નહિ. એમણે તો જવાબ આપ્યો કે 'ગામડિયા ખેડૂતોની ઉજાણીમાં કોણ આવે?'

એટલે ઇવાને એકલા ખેડૂત તથા તેમનાં બૈરાંને નોતરી તેમને ખાનપાન વડે ખુશ કર્યાં, અને પોતે પણ જરા નશામાં આવી જાય એટલો શરાબ પીધો. પછી શેરીમાં સ્ત્રીઓ ગરબે રમતી હતી ત્યાં જઈ પોતાના માનમાં એક ગીત ગાવાનું તેમને કહ્યું. 'તમે એક મજાનું ગીત ગાઓ,' એ બોલ્યો, 'એટલે પછી તમે જિંદગીમાં કદી ન જોઈ હોય એવી એક અચરતની વસ્તુ હું તમને આપીશ.'

આ સાંભળી સ્ત્રીઓ ખડખડ હસી પડી અને એનાં વખાણનાં ગીત ગાવા લાગી. ગીત ગાઈ રહી એટલે તેમણે કહ્યું, 'હવે અમને તમે કહી'તી એ બક્ષિસ આપો.'

'ચાલો, હમણાં જ લઈ આવું,' એ બોલ્યો.

એણે એક ટોપલો લીધો અને તે લઈ એ જંગલમાં દોડયો. આ જોઈને પેલી સ્ત્રીઓ તો હસી પડી. 'છે ને સાવ મૂરખ!' એમ કહી તે બીજી વાતો કરવા લાગી.

પણ પેલા ટોપલામાં કંઈક ભારે ભારે વસ્તુ ભરીને ઇવાન તો દોડતો દોડતો તરત પાછો આવ્યો.

'લ્યો, તમારે જોઈએ છે આ?'

'હા, લાવો, અમને દ્યો એ.'

ઇવાને મૂઠી ભરીને સોનું લઈ એ સ્ત્રીઓ વચ્ચે ઉડાડ્યું. સોનું દેખીને તો સ્ત્રીઓ ગાંડી થઈ ગઈ અને ભિખારીના ટોળાની પેઠે તે લઈ લેવા અંદર અંદર ધક્કામુક્કી કરતી ઉપરાઉપર તૂટી પડી. બાજૂમાં પુરુષો ઊભા હતા તે પણ આ સોનું લેવા ધસી આવ્યા અને એક બીજાના હાથમાંથી તે ઝૂંટવી લેવા મંડયા. આ પડાપડીમાં એક ઘરડી ડોશી તો ચગદાઈને મરી ગઈ. ઇવાન આ જોઈને હસવા લાગ્યો.

'એલાં મૂરખાંઓ!' એ બોલ્યો, 'આ ડોશીમાને કેમ ચગદી માર્યાં? ટાઢાં પડો તો હું તમને બીજું વધારે સોનું આપું,' આમ કહી એણે બીજું વિશેષ સોનું એમની વચ્ચે વેર્યું. લોકો તો બધાં એની આસપાસ ટોળે મળ્યાં, એટલે ઇવાને પોતાની પાસે હતું તે બધું સોનું એમની વચ્ચે વેરી દીધું. લોકોએ તો બીજા સોનાની માગણી કરી, પણ ઇવાને કહ્યું કે 'અત્યારે હવે મારી પાસે બીજું નથી. કોઈ બીજે વખતે વળી આપીશ થોડું વધુ. ચાલો હવે આપણે રાસ રમીએ, ને તમે તમારાં થોડાં ગીત સંભળાવો મને.'

એટલે સ્ત્રીઓ ગીત ગાવા લાગી.

'તમને તો કંઈ સારાં ગીતે આવડતાં નથી,' ઇવાને કહ્યું.

'આથી તે વળી કેવાંક સારાં ગીત હોતાં હશે?' સ્ત્રીઓએ કહ્યું.

'જુઓ, હું તમને હમણાં બતાવું.' એણે જવાબ આપ્યો.

કોઠારમાં જઈને એ એક પૂળો લઈ આવ્યો, તેને ઝૂડીને અંદરના દાણા છૂટા પાડ્યા, પછી એ પૂળો ઊભો રાખી જમીન સાથે અફાળ્યો.

પછી એ પેલી કડી બોલ્યોઃ

'પૂળા, મારો ખરો ગુલામ
સોંપે છે આ મોટું કામ;
જ્યાં જ્યાં હોય સાંઠીકડું એક,
કર ત્યાં સિપાઈ અકેક.'

આટલું બોલતાંમાં પૂળો છૂટો પડી ગયો અને એમાં રાડાં હતાં તેટલા સિપાઈ બની ગયા. એ સિપાઈની ટુકડીમાં ઢોલ તથા રણશીંગડાં વાગવા લાગ્યાં. ઇવાને એ સિપાઇઓને ગીત ગાવાનો તથા ખેલ કરવાનો હુકમ આપ્યો. એ તેમને સરિયામ રસ્તા પર લઈ આવ્યો, તો લોકો તો આ લશ્કરી સિપાઈઓ દેખી આશ્ચર્યચકિત થઈ ગયા. ત્યાં આવી સિપાઈઓએ ખેલ કર્યા તથા ગીત ગાયાં. પછી ઇવાન પાછો તેમને પોતાના ખળામાં લઈ ગયો. (આ વખતે લોકોને એણે સાથે આવવા નહોતાં દીધાં) અને પાછો તેમાંથી પહેલા જેવો પૂળો બનાવી દઈ એ પૂળો એની અસલ જગાએ ફગાવી દીધો.

પછી એ ઘેર ગયો ને ઢોર બાંધવાના કોઢિયામાં જઈ સૂઈ ગયો.

૭

**બીજે** દિવસે સવારે સૈનિક સાઈમનને આ બધા સમાચાર મળ્યા, એટલે તે પોતાના ભાઈ પાસે આવ્યો.

'મને કહે જોઈએ,' તે બોલ્યો, 'પેલા સિપાઈઓ ક્યાંથી લાવેલો તું? અને પાછા ક્યાં લઈ ગયો તું એ બધાને?'

'તારે શું છે એમાં?' ઈવાને પૂછ્યું.

'મારે શું છે કેમ? સિપાઈ પાસે હોય તો માણસ ચાહે સો કરી શકે. સિપાઈ વડે તો આખું રાજ્યનું રાજ્ય જીતી શકાય.'

ઈવાનને આશ્ચર્ય થયું.

'હેં, ખરેખર?' એ બોલી ઊઠ્યો, 'તો પછી પહેલાં કેમ ન બોલ્યો? સિપાઈ તો હું તને કહે એટલા બનાવી આપું. સારું થયું કે મેં ને છોડીએ ભેગાં થઈને અનાજ ઝૂડી ઝૂડીને ખૂબ રાડાં ભેગાં કર્યાં છે.'

ઈવાન પોતાના ભાઈને લઈ કોઠારમાં ગયા અને બોલ્યો:

'જો, હું તને સિપાઈ બનાવી આપું તો પછી તારે એ બધાને આંહીંથી ઝટઝટ લઈ જવા, હો. નહિ તો એ બધાને આંહીં ખવરાવવું પડે તો તો ગામ આખું સ્વાહા કરી જાય એ લોકો.'

એ સિપાઈઓને તરત દૂર લઈ જવાનું સૈનિક **સાઈમને** વચન આપ્યું, એટલે ઇવાન સિપાઈઓ બનાવવા લાગ્યો. એક પૂળો લઈને એણે ખળાની જમીન પર પછાડ્યો તો સિપાઈની એક ટુકડી ખડી થઈ ગઈ. બીજો પૂળો લઇને પછાડયો તો બીજી ટુકડી ખડી થઇ. આમ એણે એટલા બધા સિપાઈ બનાવ્યા કે આખું ખેતર સિપાઈથી ભરાઈ ગયું.

'આટલા બસ ને?' એણે પૂછ્યું.

**સાઇમનનો** હરખ તો ક્યાંય માયો નહિ, ને તે બોલી ઊઠ્યો, 'હા, આટલા બસ છે! ઈવાન, મોટો પાડ કર્યો હો, તેં મારા પર.'

'ઠીક' ઇવાને કહ્યું, 'બીજા વધુ જોઈતા હોય તો પાછો આવજે મારી કને, હું બનાવી દઈશ. આણ સાલ કડબ પુષ્કળ થઈ છે તે રાડાંનો કંઈ તોટો નહિ આવે.'

સૈનિક **સાઇમન** તરત લશ્કરનો સેનાપતિ બની ગયો, અને સઘળા સિપાઈઓને એકઠા કરી વ્યૂહબંધ ગોઠવી તે યુદ્ધ કરવા ઊપડ્યો.

સૈનિક **સાઇમન** રવાના થયો ત્યાં તો ભોલ ટારાસ ત્યાં આવ્યો જ છે ને ! ગઈ કાલના સમાચાર તેને પણ મળી ગયા હતા, એટલે આવીને તેણે ભાઈને કહ્યું:

'પેલું સોનું તું ક્યાંથી લાવેલો એ બતાવ જોઈએ મને ! મને વેપારની શરૂઆત કરવા થોડું સોનું મળી જાય ને, તો પછી એટલા સોનાને જોરે હું આખી દુનિયાની દોલત મારે ત્યાં ઘસડી લાવું.'

ઇવાનને આશ્ચર્ય થયું.

'હેં, ખરેખર ?' એ બોલી ઊઠ્યો. 'તે પહેલેથી કહેવું'તું ને ! તારે જોઈતું હોય એટલું સોનું હું તને બનાવી દઉં.'

આ સાંભળીને એનો ભાઈ તો રાજી રાજી થઈ ગયો.

'શરૂઆતમાં તો તું મને ત્રણ ટોપલા દેને સોનું.'

'બહુ સારું,' ઇવાને કહ્યું, 'આમ જંગલમાં જઈએ, નહિ તો ઊભો રહે, એ કરતાં આપણે આ ઘોડી જોડીને ગાડું જ લઈ જઈએ, કેમકે એ બધા સોનાનો ભાર તારાથી નહિ ઊપડે.'

ગાડું જોડીને બન્ને જણ જંગલમાં ગયા અને ત્યાં ઇવાન ઓકનાં પાંદડાં મસળવા લાગ્યો. પાંદડાંમાંથી એણે સોનાનો મોટો ઢગ બનાવી દીધો.

'આટલું બસ ને ?'

આ બધું સોનું જોઈને ટારાસનો હરખ તો ક્યાંય માયો નહિ. 'હાલ તરત બસ છે,' તે બોલ્યો. 'ઈવાન, મોટો પાડ કર્યો હો, તેં મારા પર.'

'ઠીક,' ઈવાને કહ્યું, 'બીજું વધુ જોઈતું હોય તો પાછો આવજે મારી કને લેવા. હજુ પાર વગરનાં પાંદડાં પડ્યાં રહ્યાં છે.'

ભોલ ટારાસે આખું ગાડું ભરીને સોનું એકઠું કર્યું અને તે લઈને તે વેપાર કરવા ચાલ્યો.

આ રીતે બન્ને ભાઈઓ ગયા. સાઇમન લડવા ગયો અને ટારાસ ક્રયવિક્રય કરવા ગયો. સાઇમને જઈને એક રાજ્ય પોતાને માટે જીતી લીધું, તથા ટારાસે વેપારમાં ખૂબ પૈસા એકઠા કર્યા.

આ બન્ને ભાઈઓનો જ્યારે ભેટો થયો ત્યારે તેમણે એક બીજાને પોતપોતાની વાત કહી: સાઇમને પોતાને સિપાઈઓ કેવી રીતે મળ્યા તેની તથા ટારાસે પોતાને પૈસા કેવી રીતે મળ્યા તેની વાત કરી. પછી સૈનિક સાઇમને પોતાના ભાઈને કહ્યું: 'મેં રાજ્ય તો જીત્યું, ને આમ હું ભારે વૈભવમાં રહું છું, પણ મારા સિપાઈઓને નભાવવા જેટલા પૈસા મારી પાસે નથી.'

એટલે ભોલ ટારાસે પોતાની મુશ્કેલી જણાવી, 'ને હું પૈસા તો ખૂબ કમાયો છું, પણ એ બધા પૈસાની ચોકી કરનારા માણસો મારી પાસે નથી.'

એટલે સાઇમન બોલ્યો, 'ચાલ, આપણે ભાઈ પાસે જઈએ. હું એને બીજા સિપાઈઓ બનાવી આપવાનું કહીશ, ને એ બનાવી આપશે એટલે તારા ધનનું રક્ષણ કરવા તને એ બધા સોંપી દઈશ; ને તારે મારે માટે પૈસા બનાવી આપવાનું એને કહેવું, એટલે મારા સિપાઈઓને હું નભાવી શકું.'

આમ પરસ્પર નક્કી કરી બન્ને જણ ગાડીમાં બેસી ઇવાન

પાસે આવ્યા. ત્યાં આવી **સાઇમને** કહ્યું:

'ભાઇલા, મને બનાવી આપેલા સિપાઈ પૂરતા નથી, તો બીજી એક બે ગંજીના મને વધુ સિપાઈ બનાવી આપ.'

આ સાંભળીને ઇવાને માથું ધુણાવ્યું.

'ના!' એણે કહ્યું, 'હવે હું એક પણ સિપાઈ બનાવી આપવાનો નથી.'

'પણ બનાવી આપવાનું તેં મને વચન આપ્યું છે ને?'

'વચન આપ્યું છે એ મને ખબર છે, પણ હવે એક પણ સિપાઈ હું બનાવી આપવાનો નથી.'

'પણ શું કામ નથી બનાવી આપવાનો, મૂરખા?'

'કેમકે તારા સિપાઈઓએ એક માણસને મારી નાખેલો. એક દિવસ હું રસ્તા પરનું ખેતર ખેડતો હતો એવામાં એક બાઈ, રડતી રડતી ગાડામાં નાખીને એક કફનપેટી લઈ જતી હતી તેને મેં દીઠી. એટલે કોણ મરી ગયું એમ મેં તેને પૂછ્યું. તો તેણે જવાબ આપ્યો કે '**સાઇમનના** સિપાઈઓએ મારા ધણીને લડાઈમાં મારી નાખ્યો.' મેં તો એમ ધારેલું કે એ સિપાઈઓ તો તાલબદ્ધ સૂર કાઢીને રણશીંગડાં જ વગાડશે, પણ ત્યાં તો એ લોકોએ લઈ ને માણસનો જાન લીધો. હવે હું એક પણ સિપાઈ તને આપું નહિ.'

ને પોતાના આ ઠરાવને વળગી રહી એણે વિશેષ એક પણ સિપાઈ તેને બનાવી આપ્યો નહિ.

ભોલ **ટારાસ** પણ ઇવાન પાસે આવી પોતાને વિશેષ સોના-મહોરો બનાવી આપવા એને આજીજી કરવા લાગ્યો. પણ ઇવાને માથું ધુણાવ્યું.

'ના, હવે હું બીજું જરાય સોનું તને બનાવી આપવાનો નથી,' એણે કહ્યું.

'પણ તેં મને બનાવી આપવાનું વચન નહોતું આપ્યું ?'

'વચન તો આપ્યું હતું, પણ છતાં હવે હું બીજું જરાય સોનું તને બનાવી આપવાનો નથી.'

'શું કામ નહિ, અલ્યા મૂરખા ?'

'કેમકે તારી સોનામહોરોએ માઈકેલની દીકરી પાસેથી તેની ગાય લઈ લીધી.'

'કેવી રીતે ?'

'બસ, લઈજ લીધી. માઈકેલની દીકરી પાસે એક ગાય હતી. ગાય હતી તો તેનાં છોકરાંને દૂધ મળતું'તું. પણ થોડા દિવસ પર તેનાં છોકરાં મારે ત્યાં દૂધ માગવા આવેલાં. એટલે મેં પૂછ્યું કે "તમારી ગાય ક્યાં ગઈ ?" એટલે એ છોકરાંએ જવાબ આપ્યો કે, "ભોલ ટારાસના કામદારે આવીને મારી બાને સોનાનાં ત્રણ ચગદાં આપ્યાં, એટલે તેણે એને ગાય આપી દીધી, તેથી હવે અમે દૂધ વિનાનાં થઈ ગયાં છીએ." મેં તો એમ ધારેલું કે એ સોનાનાં ચગદાં લઈને તું એનાથી બેઠો બેઠો રમત જ કરવાનો, પણ તેં તો આ છોકરાંની ગાય ઝૂંટવી લીધી. એટલે હવે બીજું જરાય સોનું તને નહિ આપવાનો.'

ને પોતાના આ ઠરાવને વળગી રહી ઇવાને તેને બીજું જરાય સોનું આપ્યું નહિ. એ રીતે બન્ને ભાઈઓ આવ્યા હતા એવા ખાલી હાથે પાછા ગયા. જતાં જતાં પોતાની મુશ્કેલીઓનો શો તોડ કાઢવો તેની બન્ને જણ ચર્ચા કરવા લાગ્યા. ચર્ચામાં સાઇમને કહ્યું:

'આમ જો, હું તને આ મુશ્કેલીનો ઇલાજ બતાવું. તારે મારા સિપાઈઓને નભાવવા માટે પૈસા આપવા અને મારે તને તારા ધનનું રક્ષણ કરી શકે એટલા સિપાઈઓ સાથે મારું અડધું

રાજ્ય આપવું.' ટારાસે આ વાત કબૂલ કરી. એટલે બન્ને ભાઈઓએ પોતપોતાની મિલકત સરખે ભાગે વહેંચી લીધી. પરિણામે બન્ને રાજા થયા તેમ બન્ને ધનવાન બન્યા.

૮

ઇવાન ઘેર રહ્યો. ઘેર રહીને તે પોતાનાં માબાપનું ભરણ-પોષણ કરતો હતો તથા પોતાની મૂંગી બહેનની સાથે ખેતીનું કામ કરતો હતો. હવે એક વાર એવું બન્યું કે ઇવાનના ફળીમાં પડી રહેતી કૂતરી માંદી પડી. તે શરીરે સડી ગઈ હતી અને એ સડો એટલો બધો વધી ગયો હતો કે તે મરવાની અણી પર આવી પહોંચી હતી. ઇવાનને તેની દયા આવી, એટલે પોતાની બહેન પાસેથી રોટલાનો કકડો લઈ પોતાની ટોપીમાં મૂકી બહાર આવ્યો અને એ કકડો કૂતરીને ખાવા આપ્યો. પણ એની ટોપી ફાટેલી હતી, એટલે રોટલાના એ કકડા સાથે પેલાં નાનકડાં મૂળિયાં એને મળ્યાં હતાં તેમાંનું એક મૂળિયું પણ નીચે સરી પડ્યું. પેલી ઘરડી કૂતરી રોટલા સાથે આ મૂળિયું પણ કરડી ગઈ, અને એ મૂળિયું જેવું તેના ગળા હેઠે ઊતર્યું કે તરત જ તે કૂદકો મારીને ઊભી થઈ, ને પહેલાંની પેઠે રમવા, ભસવા તથા પૂંછડી પટપટાવવા લાગી. ટૂંકામાં તે સાવ સાજી નરવી થઈ ગઈ.

ઇવાનનાં માતાપિતાએ આ જોયું અને જોઈને તેમને ભારે આશ્ચર્ય થયું.

'આ કૂતરીનો રોગ કેવી રીતે મટાડ્યો તેં?' તેમણે એને પૂછ્યું.

ઇવાને ઉત્તર આપ્યો કે 'કોઈ પણ રોગ મટાડી દે એવાં બે મૂળિયાં મારી કને હતાં, તેમાંથી એક એ કૂતરી કરડી ગઈ તેથી તે સાજી થઈ ગઈ.'

હવે આ પ્રસંગના અરસામાં એવું બન્યું કે રાજાની કુંવરી માંદી પડેલી, એટલે રાજાએ પોતાના એકેએક ગામ તથા નગરમાં ઢંઢેરો પિટાવેલો કે કોઈ પણ માણસ આવીને પોતાની કુંવરીનો રોગ મટાડી દેશે તો પોતે તેને ભારે ઇનામ આપશે, તથા એ રોગ મટાડી દેનારો પુરુષ જો કુંવારો હશે તો પોતાની કુંવરી તેને પરણાવશે. આ ઢંઢેરો બીજાં બધાં ગામની પેઠે ઇવાનના ગામમાં પણ પિટાવવામાં આવેલો.

એટલે ઇવાનનાં માબાપે એને બોલાવીને કહ્યું: 'રાજાએ ઢંઢેરો પિટાવ્યો છે એ સાંભળ્યો તેં? તું કહેતો'તો કે કોઈ પણ રોગ મટાડી દે એવું એક મૂળિયું તારી કને છે. તો જઈને રાજાની કુંવરીનો રોગ મટાડી દેને, તો તારો ભવ આખો સુધરી જાય.'

'બહુ સારું,' એણે કહ્યું.

પછી ઇવાને ત્યાં જવાની તૈયારી કરી, અને એનાં માબાપે એનાં સારાંમાં સારાં કપડાં કાઢીને એને પહેરાવ્યાં. પણ ખડકી-માંથી બહાર નીકળ્યો ત્યાં ઠૂંઠા હાથવાળી એક ભિખારણ એને સામી મળી.

'તમે લોકોના રોગ મટાડી શકો છો એવી વાત મેં સાંભળી છે. તો ભલા થઈને આ મારો હાથ સાજો કરી દ્યોને, કેમકે આમ તો મારાથી જોડા પણ હાથે પહેરી શકાતા નથી.'

'બહુ સારું' ઇવાન બોલ્યો અને પેલું નાનકડું મૂળિયું એ ભિખારણને આપી તે ચાવી જવા તેને કહ્યું. ભિખારણ તે ચાવી ગઈ એટલે સાજી થઈ ગઈ. તરત પોતાનો હાથ છૂટથી હલાવવાની શક્તિ તેનામાં આવી ગઈ.

ઇવાન રાજા પાસે જતો હતો તેની સાથે સથવારો કરાવવા

એનાં માબાપ પણ જવા નીકળ્યાં, પણ જ્યારે તેમને ખબર પડી કે પેલું મૂળિયું તો એણે આપી દીધું છે અને રાજાની કુંવરીનો રોગ મટાડે એવું કશું હવે એની કને રહ્યું નથી, ત્યારે તેમણે એને ઠપકો આપ્યો.

'તને ભિખારણની દયા આવે છે, પણ રાજાની કુંવરીની તો તને જરાય દયા આવતી નથી!' એમ તેમણે એને કહ્યું. પણ ઇવાનને તો રાજાની કુંવરીની પણ દયા આવતી હતી. એટલે એણે તો પોતાની ઘોડી ગાડે જોડી, બેસી શકાય માટે ગાડામાં ખડ પાથર્યું, અને પછી રાજા કને જવા ગાડું હંકાર્યું.

'એલા મૂરખ, ક્યાં જાય છે?'

'રાજાની કુંવરીનો રોગ મટાડવા.'

'પણ એનો રોગ મટાડવાની દવા તો કશી તારી પાસે રહી નથી?'

'ફિકર નહિ,' એમ કહી એણે તો ગાડું હાંકી મૂક્યું.

ગાડું હાંકતો હાંકતો એ રાજમહેલ આગળ આવી પહોંચ્યો, અને જેવો એણે રાજમહેલના ઉંબરમાં પગ મૂક્યો કે તરત જ રાજાની કુંવરી સાજી થઈ ગઈ.

રાજા તો આથી ખુશ થઈ ગયો અને ઇવાનને પોતાની તહેનાતમાં બોલાવી મંગાવ્યો, તથા એને સુંદર પોશાક પહેરાવવાનો હુકમ આપ્યો.

'તું મારો જમાઈ થા,' એણે કહ્યું.

'બહુ સારું,' ઈવાને કહ્યું.

પછી ઈવાન રાજકુંવરીને પરણ્યો. કુંવરીનો પિતા તો પછી થોડા વખતમાં જ ગુજરી ગયો, એટલે ઇવાન રાજા બન્યો. આ રીતે હવે ત્રણે ભાઈઓ રાજા થયા.

૯

ત્રણે ભાઈઓ રાજ્ય કરવા લાગ્યા. આમાં સૌથી મોટા સૈનિક **સાઈમન**નું રાજ્ય સમૃદ્ધ બન્યું. પેલા રાડાંમાંથી બનાવેલા સિપાઈઓને જોરે તે વસ્તી પર કર નાખીને સાચા સિપાઈની ભરતી કરવા લાગ્યો. દર દસ ઘર દીઠ એક સિપાઈનો તેણે પોતાના આખા રાજ્યમાં કર નાખ્યો, અને વળી આમાંનો એકે એક સિપાઈ ઊંચાઈમાં કાઠાળો અને શરીરમાં તેમ ચહેરેમહોરે સુઘડ હોવો જોઈએ એમ ઠરાવ્યું. આ રીતે તેણે ઘણા સિપાઈ એકઠા કર્યા અને એ સઘળાને તેણે તાલીમ આપી. પછી જ્યારે કોઈ તેની સામે થતું, ત્યારે તરત તે આ સિપાઈઓને એ માણસ પાસે મોકલી દેતો, અને એ રીતે તે સૌની પાસે પોતાનું ધાર્યું કરાવતો, એટલે સૌ તેનાથી ડરવા લાગ્યા અને તેથી તેનું જીવન સુખશાંતિમાં પસાર થવા લાગ્યું. જે કોઈ વસ્તુ પર તેની નજર ઠરતી કે જે કોઈ વસ્તુનું તેને મન થતું તે સઘળી વસ્તુ તરત તેના હાથમાં આવીને પડતી. તે પોતાના સિપાઈને મોકલતો, અને એ સિપાઈ તેને જોઈએ તે બધું હાજર કરી દેતા.

ભોલ **ટારાસ**નું જીવન પણ સુખશાંતિમય હતું. ઈવાન પાસેથી મળેલા પૈસા તેણે કંઈ ઉડાવી દીધા નહોતા, પણ એ રકમમાં તેણે ખૂબ વધારો કર્યો હતો. પોતાના રાજ્યમાં તેણે ધારાધોરણ તથા વ્યવસ્થાનું તત્ત્વ દાખલ કર્યું. પોતાનાં નાણાં તે તિજોરીમાં ભરી રાખતો, અને લોકો પર કર નાખીને નવાં નાણાં ઉઘરાવતો. તેણે માથાવેરો, રસ્તા પર થઈને ચાલવાનો તથા વાહન ચલાવવાનો વેરો, જોડા, મોજાં તથા કપડાંની કિનાર વગેરે પરનો વેરો એવા એવા અનેક કર દાખલ કર્યા. એટલે તેને પણ જે જોઈએ તે મળી શકતું. પૈસાને ખાતર લોકો તેને બધું આણી આપતા,

અને પૈસાને ખાતર તેની ચાકરી કરવા પણ તૈયાર રહેતા—કેમકે સૌને પૈસાની જરૂર હતી.

મૂર્ખ ઇવાનનું જીવન પણ કંઈ દુઃખમય નહોતું. પોતાના સસરાને દફનાવીને તરત એણે પોતાનો સઘળો રાજશાહી પોશાક કાઢી નાખી પટારામાં મૂકી રાખવા પોતાની સ્ત્રીને સોંપી દીધો, અને ફરી પાછું એણે પોતાનું અસલી કંતાનનું પહેરણ ને ચોરણો અને ગામડિયા જોડા પહેરી લઇ કામ કરવું શરૂ કરી દીધું.

'કામ વિના મને તો ક્યાંયે ચેન જ પડતું નથી,' એ બોલ્યો. 'બેઠા બેઠા મારે શરીરે ચરબી વધતી જાય છે, અને મારી ભૂખ ને ઊંઘ પણ ઊડી ગઇ છે.' પછી એ પોતાનાં માબાપ તથા પોતાની મૂંગી બહેનને પોતાની ભેગાં રહેવા બોલાવી લાવ્યો, અને પહેલાંની માફક કામ કરવા લાગ્યો.

એટલે લોકો કહેવા લાગ્યા, 'પણ આપ તો રાજા છો!'

'ખરું,' ઇવાન જવાબ દેતો, 'પણ રાજાનેય ખાવું તો જોઇએ ને?'

એકવાર એનો એક મંત્રી એની પાસે આવીને બોલ્યો, 'પગાર આપવાના પૈસા નથી આપણી પાસે.'

'બહુ સારું,' ઇવાને કહ્યું, 'તો માણસોને પગાર ન આપવો.'

'પણ તો પછી કોઈ આપણી નોકરીમાં નહિ રહે.'

'બહુ સારું, નોકરીમાં નહિ રહે તો કંઈ નહિ. તો પછી એ લોકોને કામ કરવાનો વધુ વખત મળશે. તો એ વખતનો ઉપયોગ કરીને એ લોકો બધું ખાતર ગાડાંમાં ભરીને લઈ જાય. બધો કચરો લઇ જઇને સાફસૂફ કરવાનું ઘણું કામ પડયું છે.'

વળી લોકો એની પાસે કાયદેસર મુકદ્દમા ચલાવવાને આવવા લાગ્યા. એક જણ આવીને કહે, 'આ માણસ મારા પૈસા ચોરી

ગયો છે.' તો ઈવાન તેને જવાબ આપતો કે 'બહુ સારું, એ ઉપરથી સાબિત થાય છે કે તેને એ પૈસાની જરૂર હતી.'

એટલે બધા લોકોને જાણ થઇ ગઈ કે ઇવાન તો મૂર્ખ છે. પછી એની સ્ત્રીએ એને કહ્યું, 'લોકો તો કહે છે કે તમે મૂર્ખ છો.'

'બહુ સારું,' ઇવાને જવાબ આપ્યો.

એની સ્ત્રીએ એ વિશે ખૂબ ખૂબ વિચાર કરી જોયો, પણ તે ય મૂર્ખ જ હતી.

'મારાથી કંઈ પતિની વિરુદ્ધ વર્તાય? એ તો એ જ, સોયો જાય ત્યાં દોરીએ પણ પાછળ પાછળ જવું જ જોઇએ,' એમ તે સ્વગત બોલી.

પછી તેણે પણ પોતાનો રાણીશાહી પોશાક કાઢીને પટારામાં મૂકી દીધો, અને બધું કામ કેમ કરવું તે શીખવા પેલી મૂંગી કને ગઈ. એની પાસેથી તેને કામ આવડી ગયું એટલે પોતાના પતિને તે કામમાં મદદ કરવા લાગી.

એટલે સઘળા શાણા માણસો ઉચાળા ભરીને ઈવાનના રાજ્યમાંથી ચાલ્યા ગયા, મૂર્ખ હતા એટલા જ પછી ત્યાં રહ્યા.

કોઈની પાસે પૈસા નહોતા. સૌ કામ કરતું અને ખાતું. કામ કરીને તેઓ પોતાનું ભરણપોષણ કરતા, તેમ બીજાનું પણ ભરણપોષણ કરતા.

## ૧૦

જૂના જોગી શયતાને તો આ ત્રણ ભાઈને પોતે બરબાદ કરી નાખ્યાના સમાચાર પેલા ત્રણ દૂતો તરફથી આજ મળશે કાલ મળશે એમ કેટલાય દહાડા સુધી ખૂબ ખૂબ રાહ જોયા કરી, પણ કંઈ સમાચાર મળ્યા નહિ. એટલે તે જાતે એ સંબંધી તપાસ

કરવા નીકળ્યો. તેણે આવીને ઘણી ઘણી તપાસ કરી, પણ ત્રણ દૂતને બદલે તેણે પેલાં ત્રણ દર જ દીઠાં.

'જરૂર, આ ત્રણે જણ પોતાના કામમાં નિષ્ફળ લાગે છે,' તેના મનમાં વિચાર આવ્યો. 'એટલે હવે મ
કામની તજવીજ કરવી પડશે.'

એટલે તે એ ત્રણે ભાઈની તપાસ કરવા
તેમને અસલ ઠેકાણે નહોતા. પછી તપાસ કર
રાજ્યમાં તેમનો તેને પત્તો લાગ્યો. ત્રણે ભાઈ
ચલાવી રહ્યા હતા એ જોઈને શયતાનને

કરવી જોઈએ. એમ કરવાથી આપણા લશ્કરમાં પહેલાં કરતાં પાંચગણા સિપાઈઓ થશે. બીજી વાત એ કે આપણે નવી બંદૂકો તથા નવી તોપો વસાવવી જોઈએ. હું તો એકી સાથે સો ગોળી છોડે એવી બંદૂક દાખલ કરવા માગું છું. પછી એમાંથી ગોળીઓ તો વટાણાની જેમ ફટફટ છૂટયા જ કરવાની અને હું તોપો પણ એવી લાવવા માગું છું કે તેની આગમાં આદમી, ઘોડો, કે દીવાલ જે કંઈ હોય તે તરત બળીને ભસ્મ થઈ જાય. એ તોપો પછી બધું બાળીને ખાખ કરી મૂકશે!'

આ નવા સેનાપતિની વાત સાઇમને ધ્યાન દઈને સાંભળી. પછી પોતાના રાજ્યમાંના સઘળા જુવાન આદમીઓને કશા પણ અપવાદ વગર સૈનિક તરીકે નામ નોંધાવવાનો હુકમ કાઢયો, અને નવાં કારખાનાં ઊભાં કરી તેમાં સુધરેલી જાતની બંદૂકો તથા તોપો મોટી સંખ્યામાં તૈયાર કરાવવા માંડી. પછી તેણે પોતાના પડોશી રાજા સામે વગર વિલંબે વિગ્રહ જાહેર કર્યો. સામા-વાળાના સૈન્ય સાથે ભેટો થયો કે તરત જ તેના પર ગોળીઓનો વરસાદ વરસાવવાનો તથા તોપોનો મારો ચલાવવાનો રાજા સાઇમને પોતાના સિપાઈઓને હુકમ કર્યો, અને એ રીતે પહેલે જ સપાટે તેણે દુશ્મનનું અડધું લશ્કર ભૂંજીને પાંગળું બનાવી મૂકયું. આથી પડોશી રાજા એટલો બધો હેબતાઈ ગયો કે તેણે નમતું મૂકી પોતાનું રાજ્ય તેને ચરણે ધર્યું. રાજા સાઇમન આથી રાજી રાજી થઈ ગયો.

'હવે,' તે બોલ્યો, 'મારે હિંદના રાજા પર જય મેળવવો છે.'

પણ હિંદના રાજાને રાજા સાઇમન વિશે સઘળી બાતમી મળી ગઇ હતી, તેથી એણે તેની સઘળી નવી નવી શોધો પોતાને ત્યાં દાખલ કરી દીધી હતી એટલું જ નહિ, પણ વિશેષમાં પોતાની

કેટલીક સ્વતંત્ર શોધો તથા યુક્તિઓ તેમાં ઉમેરી હતી. હિંદી રાજાએ પોતાના લશ્કરમાં સઘળા જુવાન પુરુષોની તો ભરતી કરેલી જ, પણ વિશેષમાં સઘળી છડી સ્ત્રીઓની પણ તેણે તો ભરતી કરેલી, એટલે તેનું લશ્કર **સાઈમન** કરતાં પણ મોટું બન્યું. વળી તેણે રાજા **સાઈમન**ની સઘળી બંદૂકો તથા તોપોનું પોતાને ત્યાં અનુકરણ કર્યું, ને વધારામાં ઉપરથી બોંબગોળા ફેંકી શકાય એટલા માટે હવામાં ઊડે એવાં વિમાનોની પણ તેણે નવી શોધ કરી.

પેલા રાજાને હરાવી દીધેલો તેમ હિંદના રાજાને પણ હરાવી દેવાના મનસૂબા કરતો કરતો રાજા **સાઈમન** તેની સાથે યુદ્ધ કરવા નીકળી પડ્યો, પણ અત્યાર સુધી જે દાતરડાએ આટલી સરસ કાપણી કરેલી તે હવે બૂઠું બની ગયું હતું. હિંદના રાજાએ તો **સાઈમન**ના લશ્કરને બંદૂકની ગોળી છોડી શકાય એટલું નજીક આવવા જ દીધું નહિ, પણ તે દૂર હતું એવામાં જ તેના પર બોંબગોળા ફેંકવા માટે પોતાની સ્ત્રીસેનાને હવા રસ્તે અગાઉથી મોકલી દીધી. પછી એ સ્ત્રીઓ વાંદા પર ટંકણખારની વૃષ્ટિ કરે તેમ તેના લશ્કર પર બોંબગોળાની વૃષ્ટિ કરવા લાગી. આથી એ લશ્કર નાસી ગયું અને રાજા **સાઈમન** એકલો પડી ગયો. એટલે હિંદી રાજાએ **સાઈમન**નું રાજ્ય હાથ કર્યું, અને **સાઈમન** જીવ લઈને નાસી છૂટ્યો.

આમ એક ભાઈનો નિકાલ કરીને **શયતાન** રાજા **ટારાસ** પાસે ઊપડ્યો. વેશબદલો કરીને તે વેપારી બન્યો, પછી આવીને તેણે **ટારાસ**ના રાજ્યમાં વસવાટ કર્યો, એક વેપારી પેઢી શરૂ કરી, અને પૈસા ઉછાળવા માંડ્યા. દરેક ચીજની તે ભારે ભારે કિંમત આપવા લાગ્યો, એટલે સૌ માણસો પૈસા લેવા માટે દોડીદોડીને આ નવા વેપારીને ત્યાં આવવા લાગ્યા. આથી લોકોમાં પૈસાની

એટલી બધી છોળ આવી કે તેઓ સૌ પોતા પરના સઘળા કર-વેરાની રકમ વગર વિલંબે ભરી દેવા લાગ્યા, એટલું જ નહિ પણ તેમણે પાછલી બાકાત પણ ભરી દીધી. રાજા ટારાસ તો આ જોઈને રાજી રાજી થઈ ગયો.

'આ નવા વેપારીને પરતાપે આપણને પહેલાં કરતાં પણ વધુ પૈસા મળશે,' તેને મનમાં વિચાર આવ્યો, 'એટલે આપણું જીવન અગાઉ કરતાં પણ વિશેષ સુખશાંતિમય બનશે.'

આમ ધારીને રાજા ટારાસ નવી નવી યોજનાઓ ઘડવા લાગ્યો તથા તેણે એક નવો રાજમહેલ બંધાવવા માંડ્યો. તેણે સૌને ખબર આપ્યા કે લોકોએ તેને લાકડું તથા પથ્થર પૂરાં પાડવાં અને પોતાને ત્યાં કામે આવવું, અને આ બધી વસ્તુના તેમ મજૂરીના ભારે દામ આપવાનું તેણે નક્કી કર્યું. એ ભારે દામથી લલચાઈને લોકો પહેલાંની પેઠે પોતાને ત્યાં ટોળામોઢે કામે આવશે એમ રાજા ટારાસે ધારેલું, પણ સઘળું લાકડું તથા પથ્થર પેલા નવા વેપારીને ત્યાં લઈ જવાતું જોઈને તથા સઘળા કારીગર મજૂરોને પણ એને ત્યાં કામે જતાં જોઈને તેને આશ્ચર્ય થયું. આથી રાજા ટારાસે પોતાના તરફથી આપવાના ભાવમાં વધારો કર્યો, પણ તો સામી બાજૂથી પેલા વેપારીએ વળી તેના કરતાં પણ વિશેષ ભાવ આપવાનું જાહેર કર્યું. રાજા ટારાસ પાસે પૈસા પુષ્કળ હતા, પણ તો પેલા વેપારી પાસે વળી તેનાથી પણ ખૂબ વધારે હતા, એટલે એકેએક બાબતમાં વધારે ભાવ આપીને તેણે રાજા ટારાસને પાછો પાડ્યો.

એટલે રાજાના મહેલનું બાંધકામ અટકીને ઊભું રહ્યું; એ ઈમારતનું કામ આગળ વધી જ ન શક્યું.

પછી રાજા ટારાસે એક બગીચો બનાવવાની યોજના હાથ

ધરી, અને પાનખર ઋતુમાં આવીને તેણે બગીચામાં વૃક્ષારોપણ કરવા લોકોને બોલાવ્યા, પણ કોઈ આવ્યું નહિ. કેમકે એ વખતે પેલા વેપારીને માટે એક તળાવ તૈયાર થઈ રહ્યું હતું તેના ખોદકામમાં સઘળા લોકો રોકાએલા હતા. શિયાળો આવ્યો એટલે પોતાને માટે એક નવો ઓવરકોટ બનાવવા રાજા ટારાસને સેબલ પ્રાણીનાં રૂંવાની ખરીદી કરવી હતી. એટલે તેણે પોતાના માણસોને તે ખરીદી કરવા મોકલ્યા, પણ તેઓએ પાછા આવીને જવાબ આપ્યો કે 'હવે સેબલ પ્રાણીનાં રૂંવાં બિલકુલ રહ્યાં નથી. પેલા વેપારીએ એ બધો માલ ખરીદી લીધો છે. તેણે બધાથી મોંઘી કિંમત આપીને સેબલનું સઘળું ચામડું ખરીદી લીધું છે અને તેની તેણે શેતરંજી બનાવી છે.'

પછી રાજા ટારાસને થોડા ઉત્તમ ઘોડા ખરીદવા હતા. એટલે એ ઘોડાની ખરીદી કરવા તેણે પોતાના માણસોને મોકલ્યા તો તેમણે પાછા આવી જવાબ આપ્યો કે 'જેટલા સારા સારા ઘોડા હતા તેટલા બધા પેલો વેપારી હાથ કરી બેઠો છે. એ બધા ઘોડા અત્યારે પખાલો ભરી ભરીને તેના તળાવમાં પાણી લાવવાનું કામ કરી રહ્યા છે.'

આ રીતે રાજાનાં સઘળાં કામ અટકીને ઊભાં રહ્યાં. તેને ત્યાં કોઈ કામ કરવા આવતું નહિ, કેમકે સૌ પેલા વેપારીને ત્યાં કામે રોકાઈ ગયા હતા. રાજા ટારાસને તો એ વેપારીને ત્યાંથી પેદા કરેલા પૈસામાંથી સૌ કેવળ કર જ આપી જતું.

પછી તો રાજા પાસે એટલું ધન એકઠું થયું કે એ સઘળું ધન ક્યાં સંઘરવું તે એક પ્રશ્ન થઈ પડયો અને તેનું જીવન તો અત્યંત કષ્ટમય બની ગયું. હવે નવી નવી યોજનાઓ ઘડવાનું તેણે માંડી વાળ્યું, અને કંઈ પણ નવાજૂની કર્યા સિવાય સામાન્ય

મનુષ્યની પેઠે સીધું સાદું જીવન ગુજારી શકાય તો યે ઘણું એમ તેને લાગ્યું, પણ એ પણ તેનાથી થઈ શકે એવું રહ્યું નહિ. એકેએક વાતમાં તેના હાથ સંકોડાઈ ગયા, ને એકેએક વસ્તુની તેને ત્યાં તંગી પડવા લાગી. તેના રસોયા, ગાડીવાન તથા ચાકરો એક પછી એક એને મૂકીને પેલા વેપારીની નોકરીમાં રહ્યા. થોડા જ વખતમાં તેને ખોરાકનાં પણ સાંસાં પડવા લાગ્યાં. બજારમાં કંઈ એ લેવાને માણસ મોકલતો તો કશું મળતું નહિ, કેમકે પેલો શાહુકાર સઘળું ખરીદીને બેઠો હતો, અને રાજાને ત્યાં લોકો કેવળ કરના પૈસા જ આપી જતા.

એટલે રાજા ટારાસ પછી ગુસ્સે થયો અને એ શાહુકારને તેણે પોતાના રાજ્યમાંથી દેશવટો દીધો. પણ એ શાહુકાર પછી તેના રાજ્યની બરાબર સરહદ પર જ પડાવ નાખીને રહ્યો એટલે વસ્તુસ્થિતિ પહેલાંના જેવી જ રહી. એ શાહુકારના પૈસાથી લલચાઈને લોકો સઘળું પોતાના રાજાને આપવાને બદલે તેને ત્યાં લઈ જતા.

આ રીતે રાજા ટારાસની સ્થિતિ બહુ કફોડી થઈ પડી. દિવસોના દિવસો સુધી તેને ખોરાક સુદ્ધાં મળ્યો નહિ, અને લોકોમાં તો એવી વાતો ચાલવા લાગી કે પેલો શાહુકાર તો એવી બડાઈ હાંકતો કે પોતે તો ધારે તો આખા ને આખા એ રાજાને પણ ખરીદી શકે. આથી રાજા ટારાસ ભડકી ગયો અને હવે શું કરવું તેની તેને સૂઝ ન પડી.

બરાબર આ વખતે સૈનિક **સાઇમન** તેની પાસે આવ્યો અને તેને કહ્યું: ‘મારે તારી મદદ જોઈએ છે, કેમકે હિંદના રાજાએ મને હરાવીને કાઢી મૂકયો છે.’

પણ રાજા ટારાસની પોતાની મુશ્કેલીઓનો પાર નહોતો,

ત્યાં તે પોતાના ભાઈને મદદ કરવા ક્યાં જાય? એટલે તેણે જવાબ આપ્યો કે 'મને જ બે દિવસથી કંઈ ખાવાનું મળ્યું નથી ને!'

૧૧

આ રીતે બન્ને ભાઈઓને પતાવીને **શયતાન** ઇવાન કને ગયો. એની પાસે જતી વખતે તેણે સેનાપતિનો વેશ લીધો, અને ઇવાન કને આવીને તે એને સમજાવવા લાગ્યો કે એણે એક સૈન્ય રાખવું જોઈએ.

'સૈન્ય ન હોય એ કંઈ રાજાને શોભે નહિ,' તેણે કહ્યું. 'માટે આપ જો જરાક મને હુકમ આપોને, તો આપની રૈયતમાંથી હું તરત સિપાઈઓ એકઠા કરીને એક સૈન્ય તૈયાર કરી દઉં.'

ઇવાને તેની વાત ધ્યાન દઈને સાંભળી. 'બહુ સારું,' ઇવાને કહ્યું, 'સૈન્ય તૈયાર કરીને સિપાઇઓને બધાને ગીત ગાતાં શીખવો. એ લોકો ગીત ગાય એ મને બહુ ગમે છે.'

એટલે **શયતાન** ઇવાનના રાજ્યમાંથી સિપાઇઓની ભરતી કરવા નીકળી પડ્યો. ઠેરઠેર જઈને તેણે લોકોને સિપાઇ તરીકે નામ નોંધાવવા સમજાવવા માંડ્યું, અને તેમને લલચાવવાને કહ્યું કે સૌને એથી પીવાને બશેર દારૂ અને પહેરવાને મજાની લાલ ટોપી મળશે.

લોકો તો તેની ફોસલામણી વાત સાંભળીને ખડખડ હસી પડ્યા.

'અમારે ત્યાં દારૂ પુષ્કળ છે,' તેમણે જવાબ આપ્યો, 'કેમકે દારૂ અમે ઘેર જાતે બનાવીએ છીએ. અને ટોપીઓ તો અમારી બૈરીઓ જાતજાતની બનાવે છે — જોઇએ તો ચટાપટાવાળી અને ફૂમતાં મૂકેલી પણ બનાવે છે.'

આ રીતે કોઇએ લશ્કરની ભરતીમાં નામ નોંધાવ્યું નહિ.

એટલે શયતાન ઇવાન કને પાછો આવ્યો અને બોલ્યો, ‘આંહીંના લોકો તો બધા બેવકૂફ છે, તે પોતાની મેળે લશ્કરમાં નહિ જોડાય. એમને તો પરાણે ફરજ પાડીને સિપાઈ બનાવવા પડશે.’

‘બહુ સારું,’ ઇવાને કહ્યું, ‘તો એ રીત અજમાવી જુઓ.’

એટલે શયતાને ઢંઢેરો પિટાવ્યો કે સૌએ આવીને લશ્કરની ભરતીમાં નામ નોંધાવવાનું છે, અને એમાં જો કોઈ આનાકાની કરશે તો ઈવાન તેને દેહાંતદંડની સજા કરશે.

એટલે લોકો આ સેનાપતિ કને આવીને કહેવા લાગ્યા કે ‘તમે કહો છો કે અમે જો સિપાઇ તરીકે નામ નહિ નોંધાવીએ તો રાજા અમને મારી નાખશે, પણ અમે જો નામ નોંધાવીએ તો પછી અમારું શું થવાનું તે તો તમે કહેતા નથી. લોકો તો કહે છે કે સિપાઇ થાય એને પણ મરવાનું જ હોય છે.’

‘હા, કેટલીક વાર એવું બને છે ખરું.’

આ જવાબ સાંભળીને લોકો પછી હઠે ભરાયા.

‘ત્યારે અમે લશ્કરમાં નહિ જોડાઈએ,’ તેમણે જવાબ આપ્યો. ‘મરવાનું જ હોય તો પછી ઘેર બેઠા મરવું જ સારું. આમે મરવું છે અને તેમે મરવું છે !’

‘મૂરખા! તમે તો બધા મૂરખા જ છો,’ શયતાને કહ્યું. ‘સિપાઈ તો મરાય તો મરાય, નહિ તો ન પણ મરાય, પણ તમે જો લશ્કરમાં નહિ જોડાઓ તો રાજા ઇવાન તો તમને જરૂર મારી નાખશે.’

આ સાંભળીને લોકો મૂંઝાયા, અને મૂર્ખ ઈવાન કને સલાહ લેવા આ[illegible]

‘એક સેનાપતિ આવ્યો છે,’ એ લોકો બોલ્યા, ‘ને કહે છે

કે અમારે સૌએ લશ્કરમાં જોડાવાનું છે. એ કહે છે કે "જો તમે લશ્કરમાં જોડાઓ તો કદાચ તમે મરાઓ અથવા ન પણ મરાઓ, પણ જો નહિ જોડાઓ તો તો રાજા ઇવાન તમને જરૂર મારી નાખશે." આ સાચી વાત છે?'

ઈવાન તો એમની વાત સાંભળીને ખડખડ હસી પડયો. 'હું એકલો તમને બધાને શી રીતે મારી નાખવાનો હતો? હું જો મૂરખ ન હોત, તો એ વાત હું તમને બરાબર સમજાવત, પણ હું પોતે તો મૂરખ છું, એટલે હું પોતે જ તે સમજી શકતો નથી.'

'તો પછી અમે લશ્કરની નોકરી નહિ કરીએ,' તેમણે કહ્યું.

'બહુ સારું,' એણે કહ્યું. 'કરશો મા.'

એટલે પછી લોકોએ સેનાપતિ પાસે જઈ લશ્કરમાં જોડાવાની ના સંભળાવી દીધી. શયતાને હવે જોઇ લીધું કે આ પાસા કંઈ સવળા ન પડયા, એટલે ત્યાંથી તે ચાલ્યો ગયો અને કોકરોચલેન્ડના રાજાની પ્રીતિ સંપાદન કરી.

'આપણે લડાઈ કરીને રાજા ઈવાનનો મુલક જીતી લઈએ,' તેણે એને કહ્યું. 'એ મુલકમાં રોકડ નાણું નથી એ ખરી વાત, પણ અનાજ, ઢોરઢાંખર તથા બીજું બધું પુષ્કળ છે.'

તેની શિખવણીથી કોકરોચલેન્ડના રાજાએ લડાઈની તૈયારી કરી. તેણે એક મોટું લશ્કર એકઠું કર્યું, લડવા માટે બંદૂકો તથા તોપો વસાવી, અને સરહદ ભણી કૂચ કરી ઈવાનના રાજ્યમાં પ્રવેશ કર્યો.

એટલે લોકો બધા ઇવાન પાસે આવી કહેવા લાગ્યાં, 'કોકરોચ-લેન્ડનો રાજા આપણાં પર ચડાઈ કરવા આવે છે.'

'બહુ સારું,' ઇવાને કહ્યું,' ભલે આવતો.'

સરહદ ઓળંગીને કોકરોચલેન્ડના રાજાએ ઇવાનના સૈન્યની

તપાસ કરવા જાસૂસો મોકલ્યા. તેમણે ખૂબ ખૂબ તપાસ કરી પણ કોઈ સૈન્ય ત્યાં હતું નહિ! કોઈ નહિ ને કોઈ સ્થળેથી સૈન્ય જરૂર નીકળી આવશે એમ ધારી તેમણે તેની ખૂબ ખૂબ રાહ જોઈ, પણ સૈન્યનું જરાપણ નામનિશાન તેમને મળ્યું નહિ તેમ જેની સાથે લડી શકાય એવો કોઈ આદમી પણ તેમણે દીઠો નહિ. એટલે પછી કોકરોચલેન્ડના રાજાએ બધાં ગામડાં ખૂંચવી લેવા માટે સિપાઇઓ મોકલ્યા. આ સિપાઈઓ એક ગામડામાં આવી પહોંચ્યા, એટલે એ ગામનાં સઘળાં સ્ત્રીપુરુષો એકદમ ઘરમાંથી બહાર ધસી આવ્યાં અને આ સિપાઈઓને આશ્ચર્યથી ટીકીટીકીને જોવા લાગ્યાં. સિપાઈઓ તેમનું અનાજ તેમ ઢોરઢાંખર ઉપાડવા લાગ્યા; તોય લોકોએ તે લેવા દીધું અને તેમનો કશો વિરોધ કર્યો નહિ. ત્યાંથી સિપાઈઓ બીજે ગામ ગયા, તો ત્યાં પણ એવું ને એવું જ થયું. એક દિવસ, બે દિવસ, એમ સિપાઈઓ તો આમ એક ગામથી બીજે ગામ આગળ જતા જ ગયા, અને જ્યાં ગયા ત્યાં સર્વત્ર એકની એક વાત ફરી ફરીને બની. લોકો તેમને જોઈએ તે લેવા દેતાં, કશી વાતે તેમનો વિરોધ કરતા નહિ, પણ ઊલટાં એ સિપાઈઓને આવીને પોતાની સાથે વસવાને બોલાવતાં.

'બીચારા જીવ!' એ લોકો કહેતાં. 'તમારા દેશમાં જો તમને ખાવા પીવાની તંગી પડતી હોય તો આવીને અમારી ભેગો હંમેશનો વસવાટ કેમ કરતા નથી?'

સિપાઈઓ તો એમ ને એમ આગળ ને આગળ કૂચ કરતા જ ગયા, છતાં તેમને સૈન્યનાં તો બિલકુલ દર્શન થયાં નહિ. તેમને તો જ્યાં ગયા ત્યાં સલાહસંપથી રહી પોતાનું તેમ બીજાનું ભરણપોષણ કરતાં લોકો મળતાં, અને તેઓ સિપાઈઓનો વિરોધ

કરવાને બદલે પોતાના જ દેશમાં આવીને કાયમનો વસવાટ કરવાને બોલાવતાં. આથી સિપાઈઓને આવી લડાઈમાં કંઈ રસ પડ્યો નહિ, એટલે થાકીને તેઓ કોકરોચલૅન્ડના રાજા પાસે આવી કહેવા લાગ્યા કે, 'આંહીં અમારાથી યુદ્ધ નહિ થાય, તો અમને બીજા કોઈ દેશ પર ચડાઈ કરવા મોકલો. લડવાનો કંઈ વાંધો નથી, પણ આ તે કાંઈ લડાઈ છે? આ તો ભાજીમૂળા વાઢવા જેવું છે! તેથી આંહીં હવે અમારાથી બિલકુલ યુદ્ધ નહિ થાય.'

કોકરોચલૅન્ડનો રાજા ગુસ્સે થયો અને આખા દેશમાં ફરી વળી સિપાઈઓને સઘળાં ગામડાંનો નાશ કરવાનો, અનાજ તથા ઘરખોરડાં બાળી મૂકવાનો, અને ઢોરઢાંખર કાપી નાખવાનો હુકમ કર્યો. તમે જો મારો આ હુકમ નહિ માનો તો તમને સૌને હું ફાંસીને માંચડે લટકાવી દઇશ,' તેણે કહ્યું.

આથી સિપાઈઓ ભડકી ગયા અને રાજાના હુકમ પ્રમાણે વર્તવા લાગ્યા. એમણે ઘર તથા અનાજને આગ લગાડવા માંડી તથા ઢોરઢાંખર કાપી નાખવા માંડ્યાં. પણ એટલું બધું થવા છતાં આ મૂર્ખ પ્રજાએ કશો વિરોધ ન કરતાં કેવળ રુદન જ કર્યું. ડોસા રડતા, ડોસીઓ રડતી, અને જુવાન સ્ત્રીપુરુષો પણ રડતાં.

'તમે આમ અમને હેરાન શું કામ કરો છો!' એ લોકો કહેતાં. 'આ બધી ઉપયોગી વસ્તુઓનો નાશ શું કામ કરો છો? તમારે એ વસ્તુઓ જોઇતી હોય, તો તમારા ખપને માટે એ લઈ શું કામ નથી જતા?'

આખરે સિપાઈઓથી આ ત્રાસ લાંબો વખત સહન થઈ શક્યો નહિ. તેથી તેમણે હવે જરા પણ આગળ વધવાની ઘસીને ના પાડી તેથી તે લશ્કર વીખરાઈને નાસી ગયું.

૧૨

આમ શયતાનને એ યુક્તિ પડતી મૂકવી પડી. સિપાઈઓની મદદથી તો તે ઇવાનને હંફાવી ન શક્યો. એટલે તેણે હવે શાહુકારનો વેશ લીધો, અને એવે વેશે તેણે ઇવાનના રાજ્યમાં થાણું નાખ્યું. ભોલ ટારાસને જેમ પોતે પૈસાને બળે હંફાવ્યો હતો તેમ આને પણ હવે પૈસાને બળે હંફાવવાનો તેનો વિચાર હતો.

'મારે આપની એક સેવા કરવી છે,' તે બોલ્યો. 'આપને શાણપણ તેમ બુદ્ધિનો થોડોક પ્રયોગ કરી બતાવવાનો મારો વિચાર છે. એટલે આપના રાજ્યમાં એક મકાન બાંધી મારે વેપારની વ્યવસ્થા કરવી છે.'

'બહુ સારું' ઇવાને કહ્યું, 'મરજી હોય તો ખુશીથી આવીને રહો અમારે ત્યાં.'

બીજે દિવસે સવારે આ શાહુકાર સોનામહોરોનો મોટો થેલો તથા કાગળ લઈને શહેરના ચોકમાં ગયો અને બોલ્યો, 'તમે તો બધાં ભૂંડના જેવું જીવન ગુજારો છો. તેથી યોગ્ય જીવન કેમ ગાળવું તે હું તમને શીખવવા માગું છું. તો આ નકશો દોર્યો છે તે પ્રમાણે તમે મને એક મકાન બાંધી આપો. તમારે કામ કેમ કરવું એ હું તમને બતાવીશ, અને એ કામના બદલામાં હું તમને સોનામહોરો આપીશ.' આમ કહી તેણે સોના-મહોરો બતાવી.

આ મૂર્ખ પ્રજામાં સોનાનાણું ચાલતું નહોતું, એટલે આ સોનામહોરો દેખી સૌ તાજુબ બની ગયાં. તેમનામાં નાણાનું ચલણ નહોતું તેથી તેઓ માલની આપલે કરતાં અને મજૂરી કરીને એક બીજાનું લેણુંદેણું ચૂકવી આપતાં. આથી આ સોના-મહોરો તેઓ તાજુબીથી જોઈ રહ્યાં.

'કેવી ના . . . ની મજાની છે!' એ લોકો બોલી ઊઠ્યાં.

પછી તેઓ આ શાહુકારની સોનામહોરના બદલામાં પોતાની પાસેની ચીજવસ્તુ વેચવા લાગ્યાં તેમ મજૂરી કરવા લાગ્યાં. શયતાને તો ટારાસના રાજ્યની જેમ અહીં પણ સોનું છૂટે હાથે વેરવા માંડ્યું, અને લોકો એ સોનાના સાટામાં પોતાની સઘળી ચીજવસ્તુ આપવા લાગ્યાં તેમ સઘળી જાતનું કામકાજ કરવા લાગ્યાં.

આ જોઈને શયતાનને આનંદ થયો, અને તેના મનમાં વિચાર આવ્યો કે 'આ વખતે તો બધું પાંશરું ઊતરવા માંડ્યું છે. હવે પેલા ટારાસને જેમ પાયમાલ કરી નાખેલો તેમ આ મૂરખાને પણ પાયમાલ કરી મૂકું, અને એનાં શરીર ને આત્મા બન્ને સ્વાધીન કરી લઉં.'

પણ આ મૂર્ખ લોકોએ તો સોનામહોર લઈને તરત જ તે પોતાની બૈરીઓને કંઠી બનાવવા આપી દીધી. છોકરીઓ પછી આ સોનામહોરો પોતાના વાળની લટોમાં ગૂંથતી અને છોકરાં સોનાનાં આ નાનાં ચગદાં લઈને શેરીમાં રમવા લાગ્યાં. સૌને પુષ્કળ સોનામહોરો મળી ગઈ એટલે હવે વિશેષ લેવાનું તેમણે બંધ કર્યું. પણ આ શાહુકારની હવેલી તો હજુ અડધે પણ આવી નહોતી. આખા વરસમાં જોઈએ તેટલું અનાજ તથા ઢોરઢાંખર પણ ખરીદવાનાં હજુ બાકી હતાં એટલે તેણે ખબર આપ્યા કે લોકોએ પોતાને ત્યાં કામે આવવું તેમ પોતાને અનાજ તથા પશુની ખરીદી કરવી છે તેથી તે વસ્તુઓ પૈસા વડિયે પૂરી પાડવી. તેણે કહેવરાવ્યું કે આ સઘળા કામ બદલ તેમ વસ્તુઓ બદલ પોતે અગાઉ કરતાં પણ વિશેષ સોનામહોરો આપશે.

પણ તેને ત્યાં કોઈ કામે આવ્યું નહિ અને તેને કંઈ ચીજ વસ્તુ પણ મળી નહિ. ફક્ત કોઈવાર કોઈ છોકરો કે છોકરી દોડી

આવી પોતાની પાસેનું ઈંડું આપી બદલામાં સોનામહોર લઈ જતી. એ સિવાય બીજું કોઈ તેને ત્યાં આવતું નહિ, એટલે તેની પાસે ખાવાનું પણ કશું રહ્યું નહિ. આમ ભૂખ્યા બેસી રહેવું પડ્યું તેથી એ શાહુકાર પોતાને ખાવા માટે તજવીજ કરીને કંઈક ખરીદવા ગામમાં ફરવા નીકળ્યો. એક ઘેર આવીને તેણે એક સોનામહોર આપી મુરઘી ખરીદવા તજવીજ કરી, પણ ઘરવાળી બાઈએ તે સોનામહોર લીધી નહિ.

'મારે ત્યાં તો આવી ઘણી બધી છે,' તે બોલી.

એક વિધવાને ત્યાં આવી તેણે મચ્છી ખરીદવા તજવીજ કરી અને તેની કિંમત તરીકે તેણે સોનામહોર આપવા માંડી.

'શેઠ સાહેબ, મારે એ નથી જોઈતી,' તે બોલી, 'મારે ત્યાં એનાથી રમે એવું કોઈ છોકરું નથી, અને નવાઈની ચીજ તરીકે મેં તો એવી ત્રણ ઘણા દહાડાની લઈ રાખી છે.'

પછી એક ખેડૂતને ત્યાં જઈ તેણે રોટલો ખરીદવા તજવીજ કરી, પણ તેણે પણ પૈસા લીધા નહિ.

'મારે એનું કામ નથી.' તેણે કહ્યું, 'પણ તમે જો "ઈશુ-ખ્રિસ્તને નામે"[1] રોટલો માગવા નીકળ્યા હો તો વળી તમને હુકડો રોટલો આપવા મારી ઘરવાળીને હું કહું.'

ખેડૂતના આ શબ્દો સાંભળી શયતાન તિરસ્કારથી થૂંકીને નાસી ગયો. ઈશુખ્રિસ્તને નામે કશું લેવાની વાત તો દૂર રહી, પણ એના નામના ઉચ્ચાર માત્રથી જ કોઈ તેના શરીરમાં છરી ભોંકી દે એથી વિશેષ વેદના તેને થઈ.

આ રીતે તેને ક્યાંયથી રોટલો મળ્યો નહિ. સૌની પાસે

1 રશિયામાં ભિખારીઓ તેમ ગરીબ યાત્રાળુઓ ભીખ માગની વખતે મોટે ભાગે 'ઈશુખ્રિસ્તને નામે' એવા શબ્દો બોલે છે.

સોનામહોરો હતી, એટલે શયતાન ગમે ત્યાં જાય પણ પૈસાને ખાતર કોઈ તેને કશું એ આપે તેમ હતું નહિ. તે રોટલો માગતો તો સૌ તેને જવાબમાં કહેતું કે 'તમારે રોટલો જોઈતો હોય તો ગમે તો આ સોનામહોરોને બદલે કંઈક બીજું સાટામાં આપવાનું લઈ આવો, અથવા રોટલાના બદલામાં આવીને અમારી સાથે કામ કરો, અથવા તમારે રોટલો જોઈએ છે તે દાન તરીકે ઈસુખ્રિસ્તને નામે તમને આપીએ તો એ રીતે સ્વીકારો.'

પણ શયતાન પાસે તો પૈસા સિવાય બીજું કંઈ એ નહોતું. કામ કરવું તો તેને ગમતું જ નહોતું, અને 'ઇસુખ્રિસ્તને નામે' તો તે કંઈ એ લઈ શકે એમ હતું જ નહિ. એટલે કોઈ રીતે રોટલો ન મળતાં શયતાનને સખત ભૂખ લાગી.

'પૈસા આપું છું ને પછી બીજું શું વિશેષ તમારે જોઇએ?' તે બોલ્યો. 'પૈસા વડે તો તમે જોઇએ તે ખરીદી શકો અને કોઈ પણ જાતના મજૂરને તમે દાડીએ રાખી શકો.' પણ ત્યાંના મૂર્ખ માણસોએ એ વાત કાને ધરી નહિ.

'ના, અમારે પૈસા નથી જોઈતા,' તેમણે કહ્યું: 'અમારે કોઈને પૈસા ભરવાના નથી, તેમ કોઈ જાતનો કર આપવાનો નથી, એટલે પૈસાને અમે શું કરીએ?'

આથી શયતાન વાળુ વિનાનો ભૂખ્યો ભૂખ્યો સૂઈ ગયો.

પછી આ બધી હકીકત મૂર્ખ ઇવાનને જણાવવામાં આવી. લોકોએ આવીને તેને પૂછ્યું, 'હવે આમાં અમારે શું કરવું? આપણા ગામમાં એક શાહુકાર આવી ચડ્યો છે તેને સારું સારું ખાઈપી તથા સારાં સારાં કપડાં પહેરી મહાલવું ગમે છે, પણ કામ કરવું ગમતું નથી, તેમ "ઇસુખ્રિસ્તને નામે" ભિક્ષા માગવી પણ ગમતી નથી, પણ સૌને તે સોનામહોરો આપે છે. શરૂઆતમાં

તો લોકોને ખૂબ સોનામહોરો મળી ગઈ ત્યાં સુધી સૌ તેને જે જોઇએ તે આપતાં, પણ હવે તેને કોઈ કશું ય આપતું નથી. હવે તેનું શું કરવું? આમ તો તે ભૂખને લીધે થોડા જ દહાડામાં મરી જશે.'

ઇવાને તેમની વાત ધ્યાન દઈને સાંભળી.

'બહુ સારું,' એણે કહ્યું 'આપણે તેને ખોરાક આપવો. ભરવાડ[1] જેમ રોજ વારાફરતી એક એક ઘેર જમી આવે છે તેમ તેને પણ વારાફરતી દરેક ઘેર જમાડવો.'

આમ કર્યા સિવાય હવે બીજો રસ્તો નહોતો, એટલે શયતાનને રોજ વારાફરતી જુદે જુદે ઘેર જમવાની શરૂઆત કરવી પડી.

ફરતાં ફરતાં ઇવાનને ઘેર જમવાનો તેને વારો આવ્યો. એટલે શયતાન એને ત્યાં આવ્યો. આ વખતે ઇવાનની મૂંગી બહેન ભોજનની તૈયારી કરતી હતી.

ઘણીવાર આળસુ લોકો પોતાના ભાગનું કામ કર્યા વગર વહેલા વહેલા તેને ત્યાં આવીને ઘેંશ ખાઈ જતા અને એવી રીતે તેને છેતરતા. એટલે આ બાઇએ માણસોના હાથ જોઇને આવા આળસુ માણસોને વરતી કાઢવાની એક યુક્તિ શોધી કાઢી હતી. તે શું કરતી કે, જેમને હાથે ચાઠાં પડ્યાં હોય તેમને તે ખાણાના ટેબલે બેસાડતી, પણ બીજાને તો આ લોકોના ખાધા પછી જે ટુકડા ને ગોર વધ્યો હોય તે જ મળતો.

શયતાન આવીને ખાણાના ટેબલ આગળ બેઠો, અને પેલી મૂંગી બાઈએ તરત તેના હાથ ઝાલ્યા અને તે બરાબર નિહાળ્યા,

---

૧ રશિયાના ગામડાની પંચાયતના ઢોર ચારનાર ભરવાડને રહેવા તથા ખાવાપીવાની ગામના લોક તરફથી ઘણીવાર આવી ગોઠવણ કરવામાં આવે છે. તે વારાફરતી દરેક ઘેર જઈને પોતાનો ખોરાક મેળવે છે.

તો હાથમાં કોઈ પણ ભાગ સખત બનેલો ન હતો: બન્ને હાથ સપાટ ને સુંવાળા હતા તથા આંગળાં ને લાંબા લાંબા નખ વધેલા હતા. એટલે એ મૂંગીએ ઈશારો કરીને શયતાનને ખેંચીને ટેબલ આગળથી હડસેલી દીધો. પછી ઇવાનની વહુએ તેને કહ્યું, 'શેઠિયા, માઠું લગાડશો મા. જેને હાથે કામ કરી કરીને ચાઠાં ન પડ્યાં હોય એવા કોઈ ને મારાં નણંદ ખાણાના ટેબલ પર બેસવા દેતાં નથી. પણ આ બધા લોકો ખાઈ લે ત્યાંસુધી ઘડી વાર થોભી જાઓ, પછી એમના ખાતાં જે વધ્યું હશે તે તમને ખાવા મળશે.'

રાજાને ઘેર પોતાને આ લોકો ડુક્કરની પેઠે ખવરાવવા માગે છે એ જોઈને શયતાનને માઠું લાગ્યું. એટલે તેણે ઇવાનને કહ્યું 'સૌએ પોતાના હાથ વડે જ કામ કરવું જોઈએ એવો જે તમારા રાજ્યનો કાયદો છે તે તો મૂર્ખાઈભરેલો છે. તમારી કમ-અક્કલને લીધે જ તમને એવો કાયદો સૂઝયો છે. માણસો શું એકલા હાથથી જ કામ કરી શકે છે? કહો જોઈએ, બુદ્ધિશાળી માણસો શેનાથી કામ કરતા હશે?'

એટલે ઇવાને જવાબ આપ્યો, 'એની અમને મૂરખાઓને શી ખબર પડે? અમે તો અમારાં ઘણાંખરાં કામ અમારા હાથ તથા અમારી પીઠ વડે કરીએ છીએ.'

'એ તો તમે મૂર્ખ છો એટલે! પણ મગજ વડે કેમ કામ થાય તે હું તમને શીખવું. પછી તમને માલૂમ પડશે કે હાથ કરતાં મગજ વડે કામ કરવું વિશેષ લાભદાયક છે.'

ઇવાનને આ સાંભળીને આશ્ચર્ય થયું.

'જો એમ હોય,' એ બોલ્યો, 'તો અમને મૂરખ કહેવામાં કંઈક અર્થ રહેલો છે ખરો!'

શયતાન તો હજુ આગળ બોલવા લાગ્યો, 'ધ્યાનમાં રાખવાનું ફક્ત એટલું જ કે મગજ વડે કામ કરવું એ કંઈ સહેલું નથી. મારા હાથ પર ક્યાંયે ચાઠાં નથી, એટલે તમે મને ખાવા દેતાં નથી, પણ તમને ખબર નથી કે મગજ વડે કામ કરવું એ તો પેલા હાથ વડે કામ કરવા કરતાં સેંકડોગણું આકરું છે. એવું કામ કરતાં કેટલીક વાર તો માણસનું માથું ખરેખર પાકી આવે છે.

આ સાંભળીને ઇવાન તો વિચારમાં પડ્યો.

'ત્યારે ભલા માણસ, એટલી બધી ઉપાધિ શીદને કરતા હશો? માથું પાકી આવે એ કંઈ સારું લાગે! એ કરતાં તો હાથ ને પીઠ વડે સહેલું કામ કરવું સારું નહિ?'

પણ શયતાને ઉત્તર આપ્યો, 'એ તો હું તમ મૂર્ખાઓની દયા ખાઈને બધું કરું છું. જો હું એ ઉપાધિ ન કરું તો તો તમે બધા આખો ભવ મૂર્ખ જ રહો. પણ મેં પોતે મગજ વડે કામ કર્યું છે, એટલે તમને પણ મગજ વડે કામ કરતાં હવે હું શીખવી શકીશ.'

ઇવાન તો આ વાતથી તાજુબ થઇ ગયો.

'ત્યારે ભાઇસા'બ શીખવો ને!' એ બોલ્યો. 'એટલે પછી કામ કરતાં કરતાં અમારા હાથ થાકીને લોથ થઈ જાય ત્યારે તેને વિસામો આપવા ફેરફાર તરીકે અમારું મગજ અમે વાપરી શકીએ.'

એટલે શયતાને લોકોને એ વસ્તુ શીખવવાનું વચન આપ્યું. પછી ઇવાને પોતાના આખા રાજ્યમાં ઢંઢેરો પિટાવ્યો કે 'એક સુશિક્ષિત ગૃહસ્થ આપણે ત્યાં આવ્યા છે અને તે સૌને મગજ વડે કામ કરતાં શીખવવાના છે, આવી રીતે મગજ વડે કામ કરીએ તો હાથ કરતાં વધું કામ થઈ શકે છે, એટલે સૌએ

આવીને એ શીખી જવું.'

હવે ઈવાનના રાજ્યમાં એક ઊંચો ટાવર હતો, તેને મથાળે દીવો રાખતા હતા અને ત્યાં પહોંચવા માટે ઘણાં પગથિયાંની એક સીડી હતી. એટલે સૌ આ ગૃહસ્થને બરાબર જોઇ શકે માટે ઇવાન તેને આ ટાવર પર લઈ ગયો.

પછી આ ગૃહસ્થ એ ટાવરની ટોચે ઊભો અને ત્યાં ઊભો ઊભો બોલવા લાગ્યો, એટલે સઘળાં લોકો તેને જોવા એકઠાં થયાં. એ લોકોએ તો એમ ધારેલું કે આ ગૃહસ્થ તો હાથ ન વાપરતાં મગજથી કેમ કામ કરવું તે પ્રત્યક્ષ પ્રયોગ ખરેખર કરી બતાવશે. પણ શયતાને તો મહેનત કર્યા સિવાય એ લોકો સૌ પોતાનું જીવન કેમ ગુજારી શકે એ વિશે પુષ્કળ શબ્દોમાં કેવળ ભાષણ જ આપ્યું. એ ભાષણમાં લોકોને કંઈ સમજણ પડી નહિ. તેઓ તો જોઈ રહ્યા અને વિચારમાં પડી ગયા, અને આખરે પોતપોતાનું કામ સંભાળવા ચાલ્યાં ગયાં.

શયતાન તો એ દિવસ આખો તેમ બીજે દિવસ પણ ત્યાં ઊભો રહ્યો અને ઊભા ઊભા તેણે સતત ભાષણ કર્યા કર્યું. પણ આટલો બધો વખત ત્યાં ઊભા રહેવાથી તેને ભૂખ લાગી, ને આ બધા મૂર્ખાઓને તો તેને વાસ્તે ત્યાં ખાવાનું લઇ જવાનો કશો વિચાર આવ્યો જ નહિ. એ લોકોને તો એમ લાગ્યું કે પોતાના હાથ કરતાં મગજ વડે જો એ વધારે સારું કામ કરી શકતો હોય, તો પછી બીજું કંઇ નહિ તો મગજની મદદ વડે તે ખાવાનું તો ઘણી સહેલાઇથી મેળવી શકે.

શયતાન તો હજુ ત્રીજે દિવસ પણ ભાષણ કરતો ત્યાં ટાવર પર ઊભો રહ્યો. લોકો ત્યાં આવ્યાં, ઘડીકવાર જોઈ રહ્યાં, અને પછી પાછાં ચાલ્યાં ગયાં.

પછી ઇવાને પૂછ્યું, ' કાં, એ ગૃહસ્થે હવે તો મગજ વડે કામ કરવા માંડ્યું કે નહિ?'

'ના, હજુ તો કંઇ કરવા માંડ્યું નથી,' લોકોએ કહ્યું; 'હજુ તો તે ઊભો ઊભો થૂંક ઉડાડી રહ્યો છે.'

શયતાન તો એમ ને એમ ચોથો દિવસ પણ ટાવર પર ઊભો રહ્યો, પણ તેને અશક્તિ આવી ગઇ, એટલે તે ચકરી આઇને પડ્યો અને તેનું માથું ફાનસ રાખવાના થાંભલા સાથે અફળાયું. લોકો ઊભાં હતાં, તેમાંથી એક જણે આ દીઠું એટલે તેણે ઇવાનનાં વહુને તેની વાત કરી, તો તે એકદમ દોડીને પોતાનો ધણી ખેતરમાં હતો ત્યાં પહોંચી ગઈ.

' ચાલો, ચાલો ઝટ, જોવું હોય તો,' તે બોલી, ' કહે છે કે એ ગૃહસ્થે હવે મગજ વડે કામ કરવા માંડ્યું છે.'

ઇવાનને આ વાત સાંભળીને આશ્ચર્ય થયું.

' ખરેખર ?' તે બોલ્યો, પછી પોતાના ઘોડાને પાછો વાળી એ ટાવર આગળ આવ્યો. એ ટાવરે પહોંચ્યો એટલામાં તો શયતાન ભૂખથી સાવ અશક્ત બની ગયો હતો અને ચકરી આવવાથી તેનું માથું થાંભલા સાથે અથડાતું હતું. ઇવાન ટાવર આગળ પહોંચ્યો તે જ વખતે બરાબર શયતાન લથડિયું ખાઈ ને પડી ગયો અને જાણે માથું અફાળીને તેના ટકોરાથી પગથિયાં ગણતો હોય એવી રીતે ધડ ધડ અવાજ કરતો સીડી પરથી સડસડાટ નીચે ગબડી પડ્યો.

' હં,' ઇવાન બોલ્યો, ' આ ગૃહસ્થ કહેતા હતા કે "કેટલીક વાર તો માણસનું મગજ પાકી આવે છે" એ વાત સાચી હોં ! જુઓને, આ માથું કેવું પાકી આવ્યું છે? આના કરતાં તો ફોલ્લા સારા. આવું આકરું કામ કર્યા પછી તો માથું સૂણી જવાનું.'

શયતાન ગબડતો ગબડતો સીડીને છેક નીચલે પગથિયે આવી પહોંચ્યો. અને ત્યાં તેનું માથું જમીન સાથે અફળાયું. આણે કેટલુંક કામ કર્યું તે જોવા ઇવાન તેની પાસે જવા જતો હતો, એવામાં એકાએક પૃથ્વી ફાટી અને શયતાન તેમાં સમાઈ ગયો. પાછળ ફક્ત એક દર જ રહ્યું.

આ જોઇને ઇવાન માથું ખજવાળવા લાગ્યો.

'ઓય ભમરાળું!' એ બોલી ઊઠ્યો. 'આ તો પહેલાં આવ્યાં હતાં એવું ભૂતડું દેખું! કેવો જુઠ્ઠો? એ બધાનો બાપ આ જ હશે!

ઇવાન હજુ હયાત છે અને લોકોનાં ટોળાં ને ટોળાં એના રાજ્યમાં જાય છે, એના પોતાના ભાઈઓ પણ એની ભેગા રહેવા આવ્યા છે, અને એ એમનું ભરણપોષણ કરી રહ્યો છે. જે કોઈ એની કને આવીને 'મને ખાવા આપો' એમ માગણી કરે છે તેને એ કહે છે કે 'બહુ સારું, તમે તમારે રહો અમારી ભેળા, અમારે ત્યાં ભગવાનનો પરતાપ છે બધી વાતે.'

એના રાજ્યમાં ફક્ત એક ખાસ રિવાજ છે, અને તે એ કે જેમને હાથે કામ કરી કરીને ચાઠાં પડયાં હોય તે જ ખાણાના ટેબલ પર બેસી શકે છે, બાકી બીજાને તો એમનું વધેલું જ ખાવા મળે છે.

૧૮૮૫

શયતાન ગબડતો ગબડતો સીડીને છેક નીચલે પગથિયે આવી પહોંચ્યો. અને ત્યાં તેનું માથું જમીન સાથે અફળાયું. આણે કેટલુંક કામ કર્યું તે જોવા ઇવાન તેની પાસે જવા જતો હતો, એવામાં એકાએક પૃથ્વી ફાટી અને શયતાન તેમાં સમાઈ ગયો. પાછળ ફક્ત એક દર જ રહ્યું.

આ જોઇને ઇવાન માથું ખજવાળવા લાગ્યો.

'ઓય ભમરાળું!' એ બોલી ઊઠયો. 'આ તો પહેલાં આવ્યાં હતાં એવું ભૂતડું દેખું! કેવો જુઠ્ઠો? એ બધાનો બાપ આ જ હશે!

ઇવાન હજુ હયાત છે અને લોકોનાં ટોળાં ને ટોળાં એના રાજ્યમાં જાય છે, એના પોતાના ભાઈઓ પણ એની ભેગા રહેવા આવ્યા છે, અને એ એમનું ભરણપોષણ કરી રહ્યો છે. જે કોઈ એની કને આવીને 'મને ખાવા આપો' એમ માગણી કરે છે તેને એ કહે છે કે 'બહુ સારું, તમે તમારે રહો અમારી ભેળા, અમારે ત્યાં ભગવાનનો પરતાપ છે બધી વાતે.'

એના રાજ્યમાં ફક્ત એક ખાસ રિવાજ છે, અને તે એ કે જેમને હાથે કામ કરી કરીને ચાઠાં પડયાં હોય તે જ ખાણાના ટેબલ પર બેસી શકે છે, બાકી બીજાને તો એમનું વધેલું જ ખાવા મળે છે.